શ્રી નવલ

# કમળા લક્ષ્મી નાટક.

ગદ્ય પદ્યાત્મક ત્રિઅંકી.

રચીને પ્રસિદ્ધ કરનાર,
**કવિ મહાસુખરામ નરભેરામ.**
**અમદાવાદ.**

**વસંતતિલકા છંદ.**

જાણે સુવાસ ફુલની નવ છોડ આપે,
આનંદ થાય અલિને, રસ રાગ જાપે;
હીરા તણી જયમ પ્રભા, પરને પ્રકાશી,
કાવ્યો તણી ખુબિ લહે, કવિતા વિલાસી.



આવૃતિ ૧ લી. પ્રત ૫૦૦.

**અમદાવાદ.**

શ્રી "જગદીશ્વર" પ્રિન્ટીંગ પ્રેસમાં છાપ્યું.

સંવત ૧૯૬૩ — સને ૧૯૦૭

કિંમત રૂ. ૧-૦-૦

# અર્પણપત્રિકા.

**સ્વર્ગસ્થ શેઠ. શ્રી મોતીલાલ અમૃતલાલ ગાંધીને**
**તેમના નામ સ્મણાર્થે આ ગ્રંથ અર્પણ કરૂછું.**

**હરિગીત છંદ.**

કુળ દિપક શ્રી દલિચંદના, નર અમળ અમૃતલાલજી,
સુત સુજ્ઞ તેના સુખદ સુમતિવંત મોતીલાલજી;
સદ્ગૃંસ્થ શોભિત શહેર અમદાવાદમાં સુપ્રસિદ્ધ છે.
અતિ લાજ લાયકિ લોકમાં નિજ સદનમાં નવ નિધ્ધ છે. ૧.
ગુણવંત ગાંધી અટકથી અણજાણ નહીં કો આદમી,
વિખ્યાત બ્યાપારી વડા વિસ્તારી ઉત્તમ ઉદ્યમી;
કણબી કુલિન લેઉવા પ્રમુખ કણપીઠના જે સુખપ્રદા,
ઉમદા સ્વભાવ સુ ભાવ બ્રાહ્મણ સંત ઉપર સર્વદા. ૨.
સન્માન દે વિદ્વાનને ગુણ જાણ દાની યથા વિધિ,
નિર્માનિ નમ્ર સ્વભાવ નિર્મળ નીર ગંભીર ગુણ નિધિ;
જસથી દિપાવી જીંદગી કિરતી રહ્યા રાહે વહી,
પ્રેમી પ્રમાણિક પરગજુ અન્યાય ઉર રૂચે નહીં. ૩.
પાંચે પદાર્થો પ્રાપ્ત કરી ધનીના સકળ ધર્મોધરી,
ઓગણ પચાસ તણી વયે પરલોક ચાલ્યા પરવરી;
સત ઓગણી ઉપર અઠાવન સાલ કરી શોકે ભરી,
ભળ્યુ સ્વરૂપ માંહી સ્વરૂપ આ ભવ ભયક ભૂમી પરહરી. ૪.
સુત રત્ન તેના શોભિતા પિતુ ભક્ત શ્રી હરિલાલ છે,
દેવા અવેજા ભારનો આતૂર ઉર રસાળ છે;
સદ્બોધ સિંધુ ગ્રંથમાં નિજ તાત નામ સદા રહે,
કવિને કુમક આપી નિરંતર ચિતવિશે હિત્ત એ ચહે. ૫.
ઇચ્છા અનુકુળ અવસરે પદ યોગ્ય પરખી પાધરૂ,
મરહુમ મોતીલાલને આ ગ્રંથ હું અર્પણ કરૂ;
ધન્ય પુત્ર તેહ ધિમંત ઇચ્છા અધિક રૂડા કામની,
દીપો અચળ મુજ સાથ આશિષ એજ મહાસુખરામની. ૬.

**કવિ મહાસુખરામ નરભેરામ.**



# આભારપત્રિકા.

**મહેરબાન ડાકટર સાહેબ જીવરાજ ઘેલાભાઇ ડોસી એલ. એમ. એન્ડ એસ. માજી હેલ્થ ઓફીસર અમદાવાદ મ્યુનિસિપાલીટી.**

આપે મને અર્શ અને ઉરૂક્ષત જેવા મહારોગથી બચાવી આ ગ્રંથ રચવાને શક્તિવાન કર્યો છે; એટલુંજ નહીં પણ મહારી સુખાકારીને માટે નિરંતર કાળજી રાખી સર્વ રીતે મહારૂં તથા મહારા કુટુંબનું કલ્યાણ ઇચ્છો છો, એનો ઉપકાર વાળી શકાય તેમ નથી, પરંતુ એ આભાર આ પુસ્તકમાં દર્શાવી સંતોષ માનું છું !!

**દોહરા.**

જીવન આપી જીવને, જીવવા રચે ઇલાજ;<br>
જીવન વિણના જીવનો, જીવ વડો **જીવરાજ.** ૧.

દવા આપિને લે દવા, દિનની જાણે દાઝ;<br>
જશકરમી જગમાં જીવો, જીવ રક્ષક **જીવરાજ.** ૨.

**મનહર છંદ.**

મેમ્બર સ્વરાજ તણા રૂડા રાજનગરમાં,<br>
ડાકટર દેવાંશી દયા સાગર શ્રીકાર છે;<br>
ગંભીર ગુણજ્ઞ જ્ઞાનવાન નિરમાની નર,<br>
અટકળે અવતાર અશ્વનીકુમાર છે.<br>
શ્રિમંત ધિમંત સત્યવાદીને સુશીલ દીલ,<br>
પ્રતિમા પરોપકારી ભારતી ભંડાર છે;<br>
નિર્મળ સંભારી નામ રીઝે મહાસુખરામ,<br>
આપો દિર્ઘ આયુષ્ય શ્રી જગત કર્ત્તાર છે.

લી. આભારી,

**મહાસુખરામ નરભેરામ કવિ.**



# મિત્રમાળા.

### મનહર છંદ.

રાખ્યા રેવાશંકરને મેર રૂપી મનમાંહી,
દવે જગજીવનના સુપુત્ર રસાળ છે;
સુર્ય મણી દામોદરદાસ સાચા સ્નેહી શુદ્ધ,
ચંદ્ર મણી ચળકતા શ્રી કેશવલાલ છે.
ચિન્તામણી મા'શંકરસુત શ્રી બુલાખીદાસ,
પારસમણી તો જગંનાથજીજસાળ છે;
કૌસ્તુભમણી બુલાખીરામ નારણજી શુકલ,
દિવ્યમણી દેવશંકરના નાનાલાલ છે.

### દોહરા.

તાપીશંકર તન મણી મન મણી ગણપતરામ,
ગુણ મણી ગોરધનદાસ છે દલસુખ દલમણીધામ;
પુરૂષોતમ મણિ પ્રેમનો મોહ મણી મ્હોલાલ,
મગન મહાસુખ હરિ રટે અચળ રાખ્ય એ માળ.

# પ્રસ્તાવના.

આ સંસાર રૂપી રંગભૂમી ઉપર વિવિધ પ્રકારનાં અનેક નાટકો બને છે, પરંતુ માયાના આવૃણને લીધે તે સ્વતઃદ્રષ્ટી ગોચર થતાં નથી. તેને સાવેત્ર દ્રષ્ટી ગોચર કરાવવાનું સાધન નાટકના ગ્રંથો છે, એવું મન બુદ્ધિથી સિદ્ધ થએ આપણા મહાન્ વિદ્વાનોએ અનેક નાટકો સંસ્કૃતમાં રચી પ્રચલીત કર્યાં છે. સંસ્કૃત ભાષા સર્વ ભાષાની માતા છે, અને તે સર્વ માન્ય છે, છતાં આધુનિક સમયમાં વપરાશમાં આવતી નથી. જુદા જુદા પ્રાંતોમાં દેશ ભાષા જુદી જુદી હોવાથી તેવાં પ્રસંગો અને ચિતાકર્ષક ચરિત્રો દેખાડવાને પ્રત્યેક ભાષાના વિદ્વાનોએ સ્વદેશની ભાષામાં નાટકના ગ્રંથો રચ્યા છે; ને અત્યારે તેનો વિશેષ પ્રસાર થવા લાગ્યો છે; પરંતુ ગુજરાતી ભાષામાં તો તેનું માન મહાકવે પ્રેમાનંદને અને તે પછી રા. રા. રણછોડભાઇ ઉદયરામને ઘટે છે. ગુજરાતી બંધુઓમાં નાટકના ગ્રંથો વાંચવાનો શોખ વૃદ્ધિ પમાડનાર તેમ અન્ય વિદ્વાનોને ચીલો બતાવનાર એજ મહાત્માઓ છે. ભાષા સરલ અને વસ્તુ સંકલના યોગ્ય રીતે ગુંથાઇ હોય તો તેની અસર જન મંડળ ઉપર સત્વર થાય છે; તો પણ જન સમાજની રૂબરૂ નાટકશાળામાં જે ભાવ ભજવવામાં આવે તેની બરોબર આવતી નથી એ સર્વ માન્ય છે.

સારી છાપ પાડવાને વાર લાગે છે પણ માઠી અસર થતાં વિલંબ લાગતો નથી. જોકે નિતી–રીતી, સદાચર્ણ અને સંસાર સુધારણાનો પવિત્ર હેતુ નાટકના ગ્રંથમાં ગ્રંથકારે રાખેલો હોય છે, તોપણ તેની ગુંથણીમાં જરા પણ ભુલ થઇ હોય છે, તે ભુલ તેના મૂળ હેતુની વિરૂદ્ધનો દેખાવ દર્શાવી દેછે; અને પ્રેક્ષકો તેના વચગાળાના વહનમાં તણાઇ જાય છે; માટે ગ્રંથકારને બહુજ સંભાળ રાખવી પડે છે.

કેટલીક વખતે ગ્રંથકારની ઇચ્છા ગમે તેવી હોય તો પણ તેના ગ્રંથને ભજવનારાની ઇચ્છાને આધિન થવું પડે છે. નાટક કંપનીઓ પોતાનો ખેલ હસાવા અને અજ્ઞાનિઓને રીઝાવાની ખાતર શૃંગારાદિ બિભત્સ અને અનિતીની અભિરૂચી ઉત્પન્ન કરનારા ટોળ વધરાવા માગે છે તેથી ઘણા ગ્રંથકારો પોતાની ફરજની બહાર જાય છે, અને જ્ઞાતી પ્રેક્ષકોને કંટાળો

અપાતો કરી મુકે છે, એ દુષણ રૂપ છે; અને તેથી લાભને બદલે જન સમૂહમાં હાની થાય છે.

ગ્રંથકારોને માથે જન સમૂહની નિતી રીતી અને સદાચરણ વડે સંસાર સુધારાની વૃદ્ધિ કરવાને માટે જેટલી ફરજ રહેલી છે તેથી વિશેષ ફરજ નાટક કંપનીઓને શિર છે, માટે તેમણે નાટકો પસંદ કરવામાં બહુજ કાળજી રાખવી ઘટે છે.

નાટકોનો મૂળ પ્રસાર બગડવાથી ભવાઇ નામ પડયું હતું. એણે દેશના મોટા ભાગને બોધ આપવાને બદલે વૈખરી વાણીથી કંટાળો આપ્યો હતો; તેથી હાલ સુજ્ઞ મનુષ્યો તેને જોવાને ઇચ્છતા નથી. અત્યારે તે ભવાઇ ભોંય બરાબર થઈ જવા પામી છે; અને તેનો ધંધો કરનાર બગાખાતા બેઠા છે એવી દશા નાટક કંપનીઓની ન થાય એવા ઇલાજો તેના નેત્તાઓએ અત્યારથી લેવા એજ શ્રેયસ્કર છે.

આ કમળા લક્ષ્મી નાટક લખવાનો ઉદ્દેશ પણ જન સમૂહમાં નિતી, રીતી, સદાચર્ણ અને મનુષ્ય ધર્મ સમજતા કરવાનો છે. તેનો મૂળગ્રંથ સતિ ચાંદાયની માંદાયની" નામે મેં પદ્યમાંજ બહાર પાડયો હતો. તેની આવૃતિ બહાર પડતાજ ઉપડી ગઇ એટલુંજ નહીં પણ તેની કદર નામદાર શ્રીમંત સરકાર શયાજીરાવ મહારાજ જેવા વિદ્વાન નૃપતિએ કરી છે. ગાયકવાડી કેળવણી ખાતામાં તે ગ્રંથ ઇનામ તથા લાયબ્રેરી માટે મંજુર થયો છે. ગુજરાતના ગુણજ્ઞ વિદ્વાનોએ અને સારા સારા પત્રકારોએ તેને માટે પોતાના સારા અભિપ્રાયો દર્શાવ્યા છે; તેથી હું મ્હારો શ્રમ સફળ થયો માનું છું. એજ " ચાંદાયની માંદાયની " ગ્રંથનું કાંઇક રૂપાંતર કરી મારા પુત્ર રણછોડલાલે નાટક રૂપે ઔદીચ્ય હિતેચ્છુ ચોપાનીયામાં આપવા માંડયું, તે ઉપરથી મ્હારા ઘણા મિત્રોએ મને ભલામણ કરી કે તમે પોતેજ તમારી કલમથી આ નાટક લખો તો વિશેષ લાભકારક થશે; તેથી તેના આરંભમાંજ હું હતો, તે દરમ્યાન અમદાવાદના સુપ્રસિદ્ધ શેઠ હરીલાલ મોતીલાલ ગાંધીએ આવી મને વિશેષ ઉત્તેજિત કર્યો જેથી આ ગ્રંથ છપાવી સ્વદેશી બાઈઓની સેવામાં મુકવાનો વખત આવ્યો છે. આ નાટકનો ઉપદેશ માત્ર આધુનિક સમયની સંસાર વ્યવહાર સ્થિતિને સુધારવી એટલોજ રાખ્યો છે, અને આ ગ્રંથ ઉછરતી પ્રજા પિતૃભક્ત, મર્યાદશિળ તથા આજ્ઞાકિંત બને એ લક્ષે આદરેલો છે. આ નાટકની મુખ્ય નાયકાઓ

કમળા અને લક્ષ્મિ છે, અને નાયક ચૈતન્યચંદ્ર અને મંદમતિલાલ ઉર્ફે સુમતિચંદ્ર છે. આ સંસારમાં સ્વામીની સેવા એજ સ્ત્રિનું કર્તવ્ય છે, અને એજ કર્તવ્યથી સ્ત્રિઓ સંસારસાગર સહેજ તરી શકે છે તે કમળાના દ્રષ્ટાંતથી બતાવવામાં આવ્યું છે. એક સારી સ્ત્રિ પોતાના તપ, બુદ્ધિ અને વિદ્યાના બળથી ગમે તેવા દુરાચર્ણી અને નઠારા પતિને પણ સુધારી શકે છે તે લક્ષ્મી અને મંદમતીના દ્રષ્ટાંતથી બતાવવામાં આવ્યું છે. માત પિતા તરફ પુત્ર પુત્રીની પ્રેમ ભક્તિ કેવી રીતે અચળ રહેવી જોઇએ અને તે ભક્તિથી કેવા અલભ્ય લાભ મળેછે; તે વિષય વિરભાન્ડક અને નિષ્કુળથી ચર્ચાએલા છે. ઉછંકળ વૃત્તિ, અવિચારીપણું, અને ઉડાઉ આદત કેટલીક પાયમાલીને પમાડે છે. કુસંગતિનો દોષ કેટલો વિકાળ છે, વ્યભિચારથી કેવાં પરિણામ નિપજે છે, તે મંદમતિલાલ, કુમતિ અને વિશવંતીના પ્રસંગમાં દર્શાવ્યું છે કામદેવ કેટલો જોરાવર છે, કામી માણસો કેવા અંધ થાય છે, ને અંતે તેની કેવી દશા થાય છે તે કંદર્પસેનના દ્રષ્ટાંતથી દર્શાવ્યું છે. સત્યવાદી મનુષ્યો સંકષ્ટના સાગર તરીને ઉદયના શિખર ઉપર કેવા વિરાજે છે, સર્વેશ્વર સત્યનો વિજય કેવી રીતે કરે છે, તે કમળા લક્ષ્મીના ચરિત્રથી ચિત્રવામાં આવ્યું છે.

આ નાટક રચવામાં મે મ્હારી અલ્પમતિ પ્રમાણે બનતી કાળજી રાખી છે પરંતુ માણસ માત્ર ભુલને પાત્ર છે. સુજ્ઞ વાંચનારા હંસગણો પાણીનો ત્યાગ કરી પયપાન કરી લેશે. સુપડુ જેમ દાણાનો સંગ્રહ કરી કાંકરાને કાઢી નાંખે છે તેમ વિદ્વાનો પણ મહારા દોષો દરગુજર કરી સાર સાર ગ્રહણ કરશે એવી ઊમેદ છે. એજ વિનંતી.

આ પુસ્તકના પ્રુફ વગેરે તપાસવામાં મને મહારા મિત્ર **જાની નાનાલાલ દેવશંકરે** મદદ કરી છે, માટે તેમનો હું આભાર માનું છું, અને **આચાર્ય દલસુખરામ જેઠારામના** પરીશ્રમને માટે હું મહારા ખરા અંતઃકરણથી તેમને ધન્યવાદ આપું છું.

તા. ૧ માર્ચ સને ૧૯૦૭<br>**અમદાવાદ.**

**કવિ મહાસુખરામ નરભેરામ.**

# કમળા લક્ષ્મી નાટક.

## મુખ્ય પાત્રોનાં નામ.

| | |
|---|---|
| કમળા... ... ... | વિજયનગરના મહારાજા દક્ષરાજની ધર્મ પુત્રી. ચંદ્રચુડની પુત્રી. |
| લક્ષ્મી.... ... ... ... | " |
| દક્ષરાજ... ... ... ... | ...વિજયનગરનો રાજા. |
| સાવિત્રી... ... ... ... | ...તેની રાણી. |
| ચૈતન્યચંદ્ર. ... ... ... | ...કમળાનો પતિ. |
| મંદમતિ.. ... ... ... | ...લક્ષ્મીનો પતિ. |
| વિષવંતી. ... ... ... | ...એક ગુણકા. |
| નિષ્કુળાનંદ. ... ... ... | ...એક ઋષિ. |
| વરભાન્ડક. ... ... ... | ...કસાઇ. |
| કંદર્પસેન. ... .... ... | મનસાપુરીનો માહારાજા. |
| કાન્તા... ... ... ... | ...તેની રાણી. |

આ સિવાય દેવતાઓ, દરબારીયો, વારાંગનાઓ, રાક્ષસો, સાહેલીએ ઋષિ મુનીયો, અને અન્ય પાત્ર જનો.

**સ્થળ**—વિજયનગર, મનસાપુરી, કુંદનપુર અને ચંદનપુર.





શ્રી પરમાત્મને નમઃ

શ્રી નવલ

# કમળા લક્ષ્મી નાટક.

**સ્થળ**—રંગભૂમિ.

**પાત્રો**—સૂત્રધાર અને નટી.

### મંગળાચરણ.

**ધ્રુપદ**

સૂત્રધાર—વંદન શ્રીરંગ રંગ, રંગ રાગથી અસંગ;
સંગ સત્યના અભંગ, નિર્મળ નિરંજના. વંદન.
ભૂવન અનંત ભૂપ, રસિક અનંગ રૂપ,
અલખ આદી અનૂપ, ભક્ત દુઃખ ભંજના. વંદન.
અદ્વૈત અશરણુ શર્ણુ તારણુ તરણુ કારણુ શ્રી હરી,
પંદર રસે પરિપૂર્ણુ રાજે રમણુ સચરાચર કરી;
નેતી પુકારે નિગમ નવ વરણ્યો સુવાણીથી ગયો,
નાચે નચાવે જગ્તને નટવર વળી ન્યારો રહ્યો—વંદન.

**સૂત્રધાર**—પ્રિયા ! આજના માંગલિક પ્રસંગે સતિ કમળા લક્ષ્મી નામનો નવલ નાટયપ્રયોગ ભજવી બતાવવાનો છે, માટે તમારે તત્પર રહેવું.

**નટી**—( પ્રણુમીને ) બહુ સારૂ પ્રાણુનાથ, જેવી આજ્ઞા, પણુ કમળા અને લક્ષ્મી કોણુ છે ? તે જણાવવા કૃપા કરશો.

**સૂત્રધાર**—પ્રિયા ! તે બે બ્હેનો છે; અને વિજયનગરના મહારાજા દક્ષરાજની ધર્મ પુત્રિયો છે. તેમાંની એક આ સંસાર સાગરમાં માત પિતાની આજ્ઞાનુસાર પાણિગૃહણ કરી પતિવ્રત ધર્મની નૌકામાં બેસી પ્રવાસ કરનારી કમળા છે; અને બીજી કુંવારી રહી સ્વતંત્ર બુદ્ધિથી જપ તપાદિક યોગે વૈરાગ્યના વહાણમાં બેસી મુસાફરી કરનારી લક્ષ્મિ છે. એ બેમાં લક્ષ્મી નિષ્ફળ થાય છે, ને અંતે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરી પતિવ્રત ધર્મની પ્રભુતા દિગદિગાન્તરે દીપાવી દે છે.

**(નેપથ્ય)**—

" બાણુ મને નવ માર—કોકીલા-૦"

**નટી**—( ચકીત થતી ) પ્રાણનાથ, આ મધુર સ્વર કોનો ?

**સૂત્રધાર**—પ્રિયા ! એતો પતિવ્રત ધર્મની નૌકામાં બેસી પ્રવાસ કરનારી કમળા પોતાના વિલાસ બાગમાં ગાન કરી રહી છે.

**નટી**—વાહ વાહ ! ધન્ય છે તે સતીને ! !

**ગાયન**

ધન્ય ધરણીમાં છે, સાધવિનો અવતારરે,
દરશન રૂપદારા, શ્રૃષ્ટી તણી શ્રૃંગારરે,
ઝગમગતી જગમાં કીર્તિ અખંડ અપારરે-ધન્ય૦
અનસૂયા તારા નારી, દમયંતી જનક કુમારી,
રહી ધર્મ નીતિ વ્રતધારી, તે સ્વર્ગ દિપાવન હારી,
બલિહારી જગમાં તેની સેવ્યા સ્વામિ કે સર્જનહારરે-ધન્ય૦

[ એવું કહીને બેહુ જતારહ્યા. ]

**પ્રસ્તાવના સંપૂર્ણ.**





# અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—વિજયનગરમાં કમળાદેવીનો વિલાસ બાગ.

**પાત્રો**—કમળા, લક્ષ્મી, વેણી, વિજયા, દક્ષરાજ, સાવિત્રી, નારદજી અને મહાનંદ.

કમળા— ગાયન

બાણુ મને નવ માર—કોકીલા૦
જોબનના મદમાતી જુવાની,
સર્પને સરખી ધાર—કોકીલા૦
આગ વધારે શું અનંગની અંગે,
વાગે છે ટૌકા કટાર—કોકીલા૦
વસંત વરને વધાવિને, મકલઇ રહે મગરૂર;
પકડીશ નાંખી પાસમાં, દુશ્મન જા મર દુર—કોકીલા૦

**કમળા**—જા, જા ઉડી જા, અહીં તારા કોમળ ટૌકાનો સત્કાર કરનાર કોઇ નથી ! ! ( વિજયા, વેણી અને લક્ષ્મી પ્રવેશે છે. )

**વિજયા**—( લટકાથી કટાક્ષમાં ) સખી કમળા, આ પ્રેમઘેલી કોકીલા તને વિના કારણે સતાવે છે ! લાવ તેને ઉડાડી મુકું. ( કોયલ ભણી જોઇને ) જા જા વસંત વિલાસીની ! જેમ લોઢુ લોઢાને ખાય છે, હીરો હીરાને કાપે છે, અને દીવો દીવાને સળગાવે છે, તેમ તું પણ નારી જાતી થઈ જાતોજાતને શું સતાવે છે ! ઉડી જા.

**વેણી**—અલી વિજયા, તું પણ ગાંડી થઇ ! એ તો એના અવસરે બોલે છે.

**વિજયા**-હા, પણ બીજાનો અવસર વિચારતી નથી તો ! ! જોને એના પંચમ સ્વરથી આપણી સખીના મનને નવી જ અસર થઇ છે.

**કમળા**—અલી વિજયા, નવી કેમ ને જુની કેમ ! ! તું એ બોલતાં બોલતાં ચળી ગઇ કે શું ?

**વિજયા**—હું તો ચળી ગઇ કે ગળી ગઇ પણ તમે કેમ છળી ગયાં તે તો કહો ! !

**કમળા**—લે છાની મેર છાની; વળી છળવું કેવું ને બળવું કેવું ! !

**વિજયા**—( લટકાથી ) એવુંજ તો ! ! "**દુશ્મન જા મર દુર-કોકીલા૦**" એમ કોણ કહેતું હતું ?

**કમળા**—એનો આટલામાં એક બાજપક્ષી ભમતો હતો, તેથી કહેતી હતી કે તારે માથે દુશ્મન ભમે છે માટે દુર જા.

**વિજયા**—અરે વાહરે તારી ચતુરાઇ ! !

**વેણી**—ઓહો અમે તો કાંઇ સમજતાંજ નહીં હઇએ કેમ વારૂ ?

**વિજયા**—હોય બા હોય ! ! એ તો જરા જુવાનીમાં દીવાના થઇ જવાય ! !

**કમળાઅનેસાહેલીઓ**— ગાયન

અલબેલી અલી રસકેલી કળી મદઘેલી બની સાહેલીરે,
મંત્ર મનમાં શો સાધે કોને ઉરમાં આરાધે કુંજકાયામાં વાધે પ્રેમવેલીરે.

છબીલી છલકાય, રંગ રસ ઝલકાય,
મોહ ભરી મલકાય, પાંપણમાં પરખાય;
પ્રેમરસ હા.... .... .... જા દુર જા,
વાહરેવાહ.... .... .... જા અલી જા,

અંકુશ વશ મન મેગળને રાખ જરા ડોલે શું ગુણથી ગુંથેલીરે.

તન તુજ પાટણમાં તપે, મન મ્હાલે મેવાડ;
પ્રાણ રટે પિયુ પ્રેમને ચઢીને જોબન ઝાડ;

જાણી તને,.... .... .... સતાવે મને,
વારૂઆ,વારૂઆ,વારૂઆ, વારૂઆ, છાની તું રહેને છકેલીરે-૦અલબેલી૦

**વેણી**—પણ વિજયા, એમાં કમળાનો શો દોષ છે? એ કોયલ તો મોટા મોટા તપસ્વિઓનાં મન ડોલાવે એવી કામણગારી છે; નાની છે પણ નિપુણ છે; પક્ષી છે પણ પ્રેમ રક્ષી છે; એનો તિરસ્કાર એ તિરસ્કાર નથી પણ પ્રેમને આમંત્રણ છે.

**કમળા**—સખીઓ તમે ગમે તેવો ભાવ લ્યો પણ હું તો એમ માનું છું કે એ કોકીલા સર્વ સુન્દરીઓને સુભાષિત થવાનું અને પોતાના પતિના યશોગાન કરી આનંદમાં રહેવાનું શિક્ષણ આપે છે.

**લક્ષ્મી**—બ્હેન કમળા તારૂં સમજવું ભુલ ભરેલું છે. એ કોયલ આ વસંત ઋતુમાં કર્તાની કુદરતનું ગાન કરે છે, અને પોતાના મંજુલ સ્વરથી "સંસારકુ, સંસારકુ" એટલે સંસાર નઠારો છે, અસાર છે અને દુઃખનો આપનારો છે, એમ કહી સર્વને તેનાથી દૂર રહેવાની સૂચના આપેછે.

**કમળા**—એના બોલવામાં શો અર્થ છે? તે તો એજ જાણે; આપણી તો માત્ર કલ્પના છે. ( વેલ સામું જોઇને ) આહા; આ નાગરવેલ ચંપે કેવી લપેટાઇ ગઇ છે! શું તે એમ સૂચવે છે કે સર્વ સુન્દરીઓએ પોતાના સ્વામિ સાથે નિષ્કપટ ભાવે આમ મળી જવું! હા...એજ. વાહ, વાહ, વિશ્વાધાર કર્તાર! તારી સઘળી કારીગિરી શિક્ષણરૂપ છે.

**લક્ષ્મી**—બ્હેન કમળા, આ જગતની માયા મનુષ્યની કાયાને વેલ રૂપે વિંટાઇ વળે છે, વગર મુખે જ્ઞાન રૂપી રસકસ ચુશી લેછે, માટે તેનાથી દૂર રહો એમ આ વેલ સૂચવે છે. જે વેલ ચંપાને અલંકાર રૂપ, જોનારને ભાસે છે, તે ચંપાને તો ચુશી ખાનારી અને બંધનરૂપ છે. ( દક્ષરાજ અને સાવિત્રી આવે છે. )

**કમળા**—(જોઇને) બ્હેન આપણા પિતાજી તથા માતાજી પધાર્યા!!
( બંને જણીઓ હર્ષયુક્ત સામી જઇ પ્રણામ કરે છે. )

**દક્ષરાજ**—પુત્રીઓ! તમારી રીતભાત જોઇને હું ઘણો પ્રસન્ન થયોછું.

**લક્ષ્મી**—પિતાજી દીપકમાં જે દેવત છે તે ઘૃતનું છે, દર્પણમાં પ્રતિબિંબ છે, તે જોનારનું છે, કૃપણમાં લીલાશ છે, તે જળની છે, અને પ્રજામાં સમાધાની છે તે રાજાની છે; તેમ આપ અમારામાં જે સદ્‌ગુણ જુઓ છો ને આપનોજ પ્રતાપ છે, ને અમારી માતાજીનીજ પ્રસાદી છે.

**સાવિત્રી**—બ્હેનો તમારા પિતાજી તમારા વિવાહ કરવાની યોજનામાં છે, માટે એ બાબતમાં તમારી જે ઇચ્છા હોય તે કાંઇપણ સંકોચ પામ્યા શિવાય સ્વતંત્રતાથી જણાવી દ્યો. ( લક્ષ્મી વિવાહની વાત સાંભળી અણુગમો બતાવી ચુપકીથી દુર ઉભી રહે છે. )

**કમળા**—માતાજી, શું છોડ ઉપરના દાણાને મુગીઆંની વિનંતી કરવી પડે છે કે અમારે વાસ્તે પોષક રસ ચુસજે ? ગાય ભેંશાદી પશુઓ શું બચ્ચાંની વિનંતીથી દુધ સંગ્રહી રાખે છે ? દાંતને જીભની ભાળવણી કરવી પડે છે ? ના, ના, એતો માયાનો પ્રવાહ જેમ ચાલવો જોઇએ તેમ ચાલ્યે જાય છે ! ! છોકરાનું હિત માતપિતાના સર્વાંગે રમી રહેલું છે તો પછી અલ્પબુદ્ધિના અભિપ્રાયથી શું વિશેષ છે ?

**સાવિત્રી**—મારી વ્હાલી પુત્રી, તારૂં કહેવું યથાર્થ છે; તદપિ તમારે હવે આ સંસાર સકટની ધુંસરી તમારા સ્કંધ ઉપર મુકવાનો સમય આવ્યો છે ! તમારો સાથી એક અજાણ્યો પુરૂષ થવાનો છે ! જેના હાથમાં તમારા સુખ દુઃખનો આધાર રહેલો છે એ પસંદ કરવામાં તમે તમારી ઇચ્છા જણાવો અને અમે એ ઇચ્છાને અનુકૂળ થઇ વર્તિએ એજ ન્યાય છે, એજ ડાહપણ છે અને એજ ધર્મ છે !

**કમળા**—માતુશ્રી આપનું કહેવું સત્ય છે તથાપી—

દોધકછંદ

**અલ્પમતી ગતી જ્ઞાન અમારૂં,**
**ભાન નહીં ગુણ દોષનું સારૂં;**
**વ્યર્થ અનૂભવ પાખિ વલોણું,**
**બુદ્ધિ સ્વતંત્ર વિશેષ વગોણું.**

**સાવિત્રી**—મારી વ્હાલી પુત્રી તારૂં કહેવું યથાર્થ છે; તદપી તમારા અભિપ્રાય જાણવાની તમારા પિતાશ્રીને ખાસ જરૂર છે; કેમકે પહેરનાર પોતેજ વસ્ત્રાભુષણ પસંદ કરે, વિસામો લેનાર પોતેજ વૃક્ષ પસંદ કરે અને ખાનાર પોતેજ ખોરાક પસંદ કરે એ વિશેષ આનંદદાયક છે.

**કમળા**—માતાજી અમને અમારી બુદ્ધિ કરતાં તમારી બુદ્ધિ ઉપર વિશેષ વિશ્વાસ છે. નાના બાળકો અખાજ વસ્તુમાં હાથ ઘાલે છે. તાપથી શ્રમીત થએલા પ્રવાસિયો કંટકના વૃક્ષ તળે બેસી જાય છે અને ઉડાઉ માણસો ગજા ઉપરાંતના વસ્ત્રાભુષણો પસંદ કરે છે એ તે શું પસંદ કર્યું કહેવાય ? માટે-

દોધકછંદ.

**આપશો જેહને હિત વિચારી,**
**માનીશું તેહને દેવ મુરારી;**
**પાળી સ્વધર્મ સદાનંદ રે'શું,**
**સુખ અને દુખ સર્વ સહીશું.**

માતાજી સ્ત્રીયોએ બાળપણમાં માતપિતાને, યુવાનીમાં પતિને, અને વૃદ્ધાવસ્થામાં પુત્રને તાબે રહેવું એ શાસ્ત્રકારોની સલાહ છે; અને વિશેષ સ્વતંત્રતા એ પ્રત્યક્ષ બંધન છે.

**દક્ષરાજ**—( પ્રસન્ન થતો ) વાહ વાહ પુત્રી વાહ વાહ ! ધન્યછે તારા વિચારને ! ધન્યછે તારા વિનયને ! તારી સદ્‌બુદ્ધિ એજ અમારા ઉછેરવાનું સાફલ્ય છે. ખચિત શાસ્ત્રકારોની સલાહથી વિરૂદ્ધ ચાલનાર દુખી થાય છે.

**(નેપથ્ય)**- " રસિક રટ રાધા કૃષ્ણરે "

**સાવિત્રી**—( સાનંદાશ્ચર્યથી ) અહા પ્રાણનાથ ! આવો ભકિત મય સ્વર કયાંથી આવે છે ? શું મુનિશ્વર નારદજી પધારતા હશે ?

**દક્ષરાજ**—હા, એમનોજ સ્વર. ( નારદ ગાતા ગાતા અંત્રિક્ષથી પ્રવેશ કરે છે. )

**નારદજી**— ગાયન.

રસિક રટ રાધા કૃષ્ણરે (૨)

પતિત પાવન નિધાન કરૂણા નામ પરમ કલ્યાણી,
પુરૂષોતમ પરબ્રહ્મ સનાતન સમર્થ સારંગપાણી,
તજ મિથ્યા મમતા પ્રાણી, અંતરમાં ઉલ્લટ આણી,
ભજિ લે ભવ ભય હર જાણી પરહર પરનિંદા ત્રષ્નરે-૦

**દક્ષરાજ**—( ઉભો થઈ સામો જઇ ) પધારો પધારો મુનિશ્વર પધારો ! આપના ચર્ણ સ્પર્શથી આ ભૂમિ પવિત્ર થઇ છે. કૃપાસિંધુ આપના દર્શનથી આજે હું કૃતાર્થ થયો છું. ( આસન ઉપર બેસારે છે. અને સૌ પ્રણામ કરે છે.

**નારદજી**—નૃપતિયોમાં શ્રેષ્ટ દક્ષરાજ ! હું તમારો વિનય જોઇ પ્રસન્ન થયો છું. રાજેંદ્ર આજકાલ શા કાર્યમાં ગુંથાયા છો ?

**દક્ષરાજ**—(પ્રણમીને) મહામુનિ ! આ સંસાર ઉપાધીથીજ ભરેલો છે; પણ અત્યારે તો આ બે પુત્રિયોના લગ્ન સંબંધી કાર્યમાં રોકાયો છું.

**નારદજી**—વાહ વાહ રાજેંદ્ર, ઘણા ઉત્તમ કાર્યમાં રોકાયા છો. આ સંસારમાં શાલી સમાન ધાન્ય નથી, નમ્રતા સમાન માન નથી, આત્મજ્ઞાન સમાન જ્ઞાન નથી અને કન્યાદાન સમાન દાન નથી! એ કાર્ય સત્વર કરો, પણ આ બે પુત્રિયો કોની છે? તેમનું નામ શું? અને તમે તેમને કોની સાથે પરણાવવા નિશ્ચય કર્યો છે!

**દક્ષરાજ**—મહારાજા, મારે એક ચંદ્રચુડ નામે મિત્ર હતો, તેની આ બે કન્યાઓ છે; તે અસુરોની સાથે યુદ્ધ કરતાં મરાયો. તેની સ્ત્રી તેની પાછળ સતી થઈ; તેણે મરતી વખતે આ બે પુત્રીઓને મારે ઘેર મોકલી દીધી છે. એમાં મોટીનું નામ કમળાદેવી ને નાનીનું નામ લક્ષ્મી દેવી છે; તે બંને યોગ્ય ઉમરે આવી છે. તેમનાં લગ્ન કરવાનાં છે, આપના જાણવામાં જો કોઇ યોગ્ય વર હોયતો બતાવવાની કૃપા કરશો.

**નારદ**—દક્ષરાજ, આ નગરની પાસે **ૐમકાર** રૂષિના **આશ્રમમાં** એક તરૂણ વિદ્યાર્થી મારા જોવામાં આવ્યો છે, તે તમારી મોટી પુત્રી કમળાને યોગ્ય છે. ૐમકાર રૂષિએ તેને વેદ શાસ્ત્ર અને ધનુર્વિદ્યામાં કુશળ કર્યો છે. તે તરૂણ કાન્તીમાં બીજો કામદેવ છે. શાન્તીમાં ચંદ્ર છે, પરાક્રમમાં ઇંદ્ર જેવો છે, વિદ્યામાં બ્રહસ્પતિ, ગુણમાં ગણપતિ, ગંભિરતામાં સાગર, અને અર્જુનના જેવો બાણાવળી છે. તેનું નામતો **ચૈતન્ય** છે; પણ તેની મુખ મુદ્રા પરથી તે કોઇ રાજવંશી ક્ષત્રીપુત્ર હોય એવું જણાઇ આવે છે; આપને જો અનુકૂળ હોય તો તેની સાથે કમળાનું લગ્ન કરી કૃતાર્થ થાઓ.

**દક્ષરાજ**—બહુ સારૂ મહારાજ જેવી આજ્ઞા.

**નારદ**—દક્ષરાજ વિવાહનું કામ અતિ વિકટ છે; એમાં વખતે એકને ખાવું ને બીજાને પચાવવું એવો ઘાટ થઇ જાય છે; અને એમાં થયેલી ભુલ વરકન્યાને જન્મપર્યંત સાલે છે; માટે સાવધ રહેજો.

કેવળ કન્યાની પસંદગી ઉપર પણ આધાર રાખવો ઉચિત નથી; કેમકે તે અજ્ઞાન અને આતુરતાવાળી હોય છે; તેથી સ્વરૂપના મોહમાં ફસાઇ જાય છે; તેમ માતાઓ પણ બળવાન તથા જુવાન જામાત્રની ઇ-

*છાવાળી હોય છે, તેથી ઉપરના ઠાઠે ઠગાઇ જાય છે. ભાઇ બ્હેનો વાક્ચાતુર્યથી વશાય છે. લગનના કાર્ય માટે તો અનુભવી, અક્કલવંત અને વિદ્વાન્ પિતાજ યોગ્ય છે. જે પોતાની પુત્રીને જન્મપર્યંત સુખી કરે એવો વિદ્વાન્, સદ્ગુણી અને પરાક્રમી જમાઇ જોઇ પ્રસન્ન થાય છે, કહ્યું છે કે–

**વસંતતિલકા છંદ.**

**સંસાર સાગર વિશે સુખ રૂપ મોતી,**
**લેવા ચહી જન પડે ઘુંચવાય ગોતી;**
**આશા પુરી ઉરતણી અતિવંત આવે,**
**ઉણા અતી શ્રમ કરી દુખ ઘેર લાવે.**

આમ છતાં જે પિતા સ્વાર્થે લંપટ, લોભી, અધમ અને અન્યાઇ હોય છે, તે પોતાની પામર પુત્રીને કસાઇ જેવા કુપાત્રને ઘેર વેચી નાણાની કોથળીઓ ઘરમાં ભરે છે; અથવા મોટાઇને માટે લાકડે માંકડુ વળગાડી કન્યાનો જન્મારો રદ કરે છે, તે પુત્રીનો પિતા નથી પણ પાકો શત્રુ છે, કાળ છે, દૈત્ય છે, અને યમ છે. દક્ષરાજ આ કાર્ય કરવાને માટે તમે સંપૂર્ણ રીતે યોગ્ય છો; માટે કરો, સત્વર કરો, હવે હું રજા લઉં છું.

**દક્ષરાજ**—પધારજો મુનિશ્વર, હું આપનો આભારી થયો છું. ( પ્રણામ કરે છે. નારદ જાય છે. )

**સાવિત્રી**—પ્રાણનાથ, જે વર નારદમુનિએ બતાવ્યો તેજ આપણી કમળાને માટે યોગ્ય છે. ( કમળાને ) કેમ બ્હેન કમળા તું અમારા મતને મળતી છું કની ?

**કમળા**—( શરમાતી ) માતાજી, એમાં મને શું પૂછો છો ? વગાડનારની ઇચ્છા એજ વિણાની ગતિ, જે તરફનો વાયુ તેજ તરફ વાદળીનું વહન; અધિકારીની મરજી એજ કાયદાનો અર્થ, તેમ જે માતપિતાની રૂચી એજ છોકરાંની ઇચ્છા.

**દક્ષરાજ**—ધન્ય છે મારી વ્હાલી પુત્રી ધન્ય છે તને ! જેમ જેમ તારી વાણી હું સાંભળતો જાઉં છું તેમ તેમ તારા સદ્ગુણની અને સદ્વર્તનની મને વિશેષ ખાત્રી થતી જાય છે. પુત્રીઓ તમે સુખી થાઓ એજ મારો હેતુ છે. ( સાવિત્રીને ) પ્રિયા, મારો પણ એજ નિશ્ચય થયો છે કે કમળાનું લગ્ન ચૈતન્ય સાથે કરવું, પણ લક્ષ્મીને માટે જોવાનું રહ્યું. ( કમળા હર્ષિત થઇ આડુ જુએ છે. )

**સાવિત્રી**—એનું એ જોવાશે પણ અત્યારે વિંધ્યું તે મોતી (ક્રા-

રપાલ આવે છે. )

**દ્વારપાલ**—( પ્રણામ કરીને ) મહારાજ દ્વારે એક મહાનંદ નામના મુનિશ્વર આવ્યા છે; તે અંદર આવવાની આજ્ઞા માગે છે.

**દક્ષરાજ**—જાઓ સુખેથી તેમને આવવા દો. (દ્વારપાલ જાય છે અને મહાનંદ આવે છે.)

**મહાનંદ**—મહારાજાનો જય થાઓ.

**દક્ષરાજ**—આવો બ્રહ્મદેવ ક્યાંથી પધારો છો? આપને આવાગમનનું કારણ શું છે તે કહો!

**મહાનંદ**—રાજેન્દ્ર હું મનસાપુરીના મહારાજા કંદર્પસેનનો કુલ ગુરૂ છું. મને તેમણે આપની પુત્રી કમળાદેવીના માગા માટે મોકલ્યો છે; માટે મારી એજ યાચના છે કે આપ કંદર્પસેનનો મનોર્થ સિદ્ધ કરો.

**દક્ષરાજ**—બ્રહ્મદેવ, હું મારી પુત્રીને મારા મનથી ૐમકાર ઋષિના પુત્ર ચૈતન્ય મુનિને આપી ચુકયો છું માટે આપની યાચના સ્વિકારી શકતો નથી.

**મહાનંદ**—મહારાજ જયાંસુધી પાણીગ્રહણ થયું નથી ત્યાં સુધી મનુષ્ય પોતાના વિચાર ફેરવવાને સ્વતંત્ર છે. આપ એક પરાક્રમી રાજ્યકર્તાને મુકી અનાશ્રિત જેવા ઋષી પુત્રને રાજકન્યા આપવા તૈયાર થયા છો એ શું વ્યાજબી છે! ન્યાય છે?

**દક્ષરાજ**—ન્યાય અન્યાય તો મારે જોવાનો છે. મને જે યોગ્ય લાગ્યું તે મેં કર્યુ છે, તેમ છતાં જો પુત્રીની ઇચ્છા હોય તો હું આડે આવતો નથી.

**મહાનંદ**—( કમળાના સામું જોઇ ) હું નથી ધારતો કે કમળા દેવી જેવી શાણી રાજપુત્રી દુધ મૂકી છાશને પસંદ કરે, મ્હેલ મૂકી મઢીમાં રહેવાની ઇચ્છા રાખે, અને કુંદન મુકી કથીરના અલંકારો ધારણ કરે!

**કમળા**—બ્રહ્મદેવ, તમે જેને કથીર કહો છો, તે કથીર નથી, પણ કુંદન છે. છાશ નથી પણ દુધ છે. રાજલક્ષ્મીના કરતાં તપ સંપતિ કોઇ પણ રીતે ઉતરતી નથી; એમ હું મારા સ્વઅંગે માનું છું. મોટા મોટા મહીપતિઓને તપસ્વી ઋષિના ચર્ણ ચાંપતા મેં જોયા છે. માટે તમે મિથ્યા પ્રયાસ ના કરશો. રાજલક્ષ્મીતો એક તપ, ધર્મ અને સુનીતિની દાસી છે. જે પારકે પૈસે પૈસાવાળા, પારકે તેજે તેજવાળા, ને બીજાના બળે બળવાળા છે તેને કુંદન કેમ મનાય?

**મહાનંદ**—રાજકુમારી, ઘેર બેઠા ગંગા આવે ને સ્નાન ન કરે એ

કેવા સંસ્કારનું મનુષ્ય ? સાંભળો.

**સોરઠો.**

**આશા ધરે અનંત, જ્ઞાનિ ધ્યાનિ વિદ્વાનજન;**
**ઇચ્છે સંત મહંત, રાજછત્રની છાંયડી.**

માટે વિચાર કરો.

**કમળા**—મેં તો વિચાર કરેલો જ છે. સાંભળો.

**સોરઠો.**

**ઇચ્છંતા અગણીત, સિદ્ધસિદ્ધ ઋષિ પાછળ ફરે;**
**ફળ વિણ ધ્રુજે દૈત, ફળવાળા નૃપ થરથરે.**

એ તે તપનો પ્રભાવ છે; બ્રાહ્મણનું બળ છે; ત્યાં તમારા રાજા મહારાજાનું શું ગજું છે? માટે પધારો.

**મહાનંદ**—જ્યારે એમજ છે ત્યારે હું રજા લઉં છું. (જાય છે.)

**સાવિત્રી**—બ્હેન લક્ષ્મી, આજે તું કાંઇ પણ કેમ બોલતી નથી! શું તારા હૃદયમાં કાંઈ ઓછું આવ્યું છે? બ્હેન તારું લગ્ન પણ કમળાની સાથેજ કરીશું. ચાલ તું તારા વિચાર જણાવી દે.

**લક્ષ્મી**—માતાજી, જેને કાર્ય નથી તેને કારણ નથી, જેને હર્ષ નથી તેને શોક નથી, જેને સુખ નથી તેને દુઃખ નથી, જેને જન્મ નથી તેને મરણ નથી, અને જેને અહાર નથી તેને ઉદ્યોગ નથી, તેમ જેને પરણવું નથી તેને પસંદગી નથી; હવે મને શું પૂછો છે.!

**સાવિત્રી**—અરે ઘેલી તું તે સમજીને બોલે છે કે વગર સમજે? વળી પરણ્યા વગર તે ચાલતું હશે!

**લક્ષ્મી**—ચાલે, કેમ ન ચાલે? માતાજી હું સમજીને બોલી છું. હું આ સંસારમાં કોઇપણ વૈભવની ઇચ્છા રાખતી નથી, તેમ કોઇપણ પુરૂષની પત્નિ થવાને ઇચ્છતી નથી. મારે માત્ર વનમાં જઇ ઇશ્વરનું આરાધન કરવાની ઇચ્છા છે, માટે કૃપા કરી પરણવાની વાત મને કોઇ કહેશો જ નહીં.

**દક્ષરાજ**—પુત્રી, ધર્મ, અર્થ, મોક્ષ અને કામ એ ચારે પદાર્થો ગૃહસ્થાશ્રમમાં રહી પ્રાપ્ત કરી શકાય છે.

**લક્ષ્મી**—પિતાજી, ગૃહસ્થાશ્રમમાં માયાની જાળ આત્માને ઘેરી લે છે. શરીરના ષટ્રિપુઓ પ્રબળ થાય છે; અને તે અસત્યને સત્ય દેખાડે છે. મારૂં, તારૂં, માન, અપમાન એ સંસારના સારથી છે, પણ નર્કના દાતા છે.

જન્મ, મર્ણ, બાલા, યુવા અને જરા એ સંસારના વિસામા છે, પણ દગાના સ્થાન છે. આશા નિરાશાનો મ્હેલ મનમોહક છે પણ ઉપાધીથી ભરેલો છે. ગૃહસ્થાશ્રમનો મનોર્થ ઉપરથી મધુર પણ અંદર કડવો ઝેર જેવો છે. ગૃહસુત્ર ગુંચવાડો છે; ભયંકર ખાડો છે, દુઃખનો દરીયો છે; માટે તેમાં પડવાની મારી ઇચ્છા નથી.

**સાવિત્રી**—લક્ષ્મી, અજ્ઞાન લક્ષ્મી, તું જે વિચાર અત્યારે કરે છે તે સદાયને માટે કાયમ રહેવાના નથી, માટે શાણી થઇ સુમત મુકી દે.

**લક્ષ્મી**—માતાજી, આ ક્ષણભંગુર કાયાની માયામાં મસ્ત ફરવું, મળ મુત્રથી ભરેલાં માટીનાં પુતળામાં મોહ રાખવો, અને કર્તારને તજી કારીગરીમાં જીવ જોડવો એ શું જ્ઞાન છે? ધર્મ છે! કર્મ છે! ! ના ના તે અજ્ઞાન છે.

**કમળા**—બ્હેન તું આમ જીકર કરી માતપિતાનાં મન દુખવે એ સારૂં નથી, અબળાને અબળાના અધિકાર પ્રમાણે વર્તવાથીજ સુખ થાય છે. સંસારમાં સ્ત્રી જાતીનો સાચો ત્રાતા સ્વામી છે; માટે પાણી ગૃહણનો પંથ પહેલો પકડો, અને પછી પરમાત્માનું ભજન કરો.

**લક્ષ્મી**—કમળા, રાજાને મુકી પ્રધાનને માન આપીએ તે રાજાનું અપમાન ગણાય, તેમ પેદા કરનારને પડતો મુકી પતિને પુજીએ તે પેદા કરનારનું અપમાન છે.

ધણી ધણીઆણી એનો નાટકનો વેશ છે. ક્ષણમાં આનંદ અને ક્ષણમાં કલેશ છે. મૃત્યુ પાછળ સગાઇ રહેતી નથી. સ્નેહ માત્ર સ્વાર્થનો છે. એવી વિવાહની દુખદાઇ બાજી મારે રમવી નથી. સંસારનો અસહ્ય ભાર સહન કરવો તેના કરતાં તપમાં વિશેષ કષ્ટ શું છે? પરણીને અંતલગી પતિની સેવા કરવી, તેના કરતાં સર્વેશ્વરની સેવા શું ઓછી છે! પુરૂષ અલ્પજ્ઞ, અશક્ત, વ્યાધીથી વેષ્ટીત, અને કાળનો ચારો છે, પણ પરમેશ્વરતો સર્વજ્ઞ, સર્વશક્તિમાન, અખંડાનંદ, અને કાળના કાળ છે. એવા સમર્થ ધણીને મુકી પામરમાં જીવ જોડનારા કેવળ પામર છે, અજ્ઞાન છે. જેને તમે સુખ માનો છો તે સુખ નથી પણ ભયંકર દુઃખ છે. સંસારના સર્વ સંબંધી જુઠાં છે. આ જગત જડ છે. તે પૂર્વમાં હતું નહીં ને અંતે રહેવાનું નથી. મધ્યના આભાસ સ્વપ્નવત છે. જગતમાં જગતકર્તાજ એક સત્ય છે; બાકી બધુ ઉન, મિથ્યા, ફના, ફાંફા અને અસત્ય છે—સાચું શું?

સાંભળો— ગાયન

રામ નામ સંસારમાં સાર સાચો,
શરીર આ નીરે ભરેલ કુંભ કાચો. હો રામનામ૦
માયાની છાંયાનો મિથ્યા ભરૂસો, ન્યાળી ન્યાળી ને શીદ નાચો,
હાથે ચઢેલો હીરો ( હરી ) મુકીને, કાચા શું કાચથી રાચો-હો૦
નાદે સુસ્વાદે પ્રહ્‌લાદ ચઢયાતા, આવી ન તેને આંચો.
ધ્રુજીને સૂઝી તે ભકિત હરિની, ખટપટનો તજી ખાંચો-હો૦
ગોટા ધુમાડાના મોટા ઉડે છે, સાચો નથી આ સાંચો,
પોકારી પોકારી પંડિત કે'છે મારે પછી શું તમાચો. હો૦

(પડદો પડે છે.)

---

# પ્રવેશ ૨ જો.

પાત્રો—કંદર્પસેન, મહેરૂ, રત્નો, મહાનંદ, કાન્તા અને પરિચારકો.

કંદર્પ—રત્ના, દક્ષરાજની પુત્રી કમળાદેવીનું માગું કરવા મેં મહાનંદ મુનિને મોકલ્યા છે તે હજુસુધી કેમ ન આવ્યા ?

રત્નો—( નમીને ) મહારાજ તે આવતા હશે !

કંદર્પ—મારા સાંભળવા પ્રમાણે કમળાદેવીનો જોટો આખા જગતમાં નથી. શું તે સત્ય છે ?

મહેરૂ—હા અન્નદાતા, તેને વરવાને માટે મોટા મોટા દેવતાઓ પણ લલચાઇ જાય એવી અનુપમ છે.

કંદર્પ—આહા, એ સુન્દરીથી જ્યારે આ આવાસ સુશોભિત થશે ત્યારે હું કેવો ભાગ્યશાળી થઇશ !

રત્નો—મહારાજ આપના જેવો સમૃદ્ધિવાળો અને પરાક્રમી ભૂપતિ દક્ષરાજને બીજો કયો મળવાનો હતો કે ના પાડે ? ( મહાનંદ આવે છે તે, જોઇ ) મહારાજા મહાનંદ મુનિ પધાર્યા.

મહાનંદ—મહારાજાનો જય થાઓ.

કંદર્પ—પધારો મુનિરાજ હું તમારૂંજ સ્મરણ કરતો હતો, કહો શા સમાચાર લાવ્યા ?

**મહાનંદ**—( સખેદ ) મહારાજા ખેલ કથળી ગયો.

**કંદર્પ**—( ચમકીને ) કથળી ગયો! કથળી ગયો! એમ બનેજ કેમ! મારી હરીફાઇમાં ઉતરે એવો કયો નૃપતિ મર્ણુને શર્ણુ થવા આમળ ધસ્યો છે!

**મહાનંદ**—મહારાજ નૃપતિમાં તો કોઇનું ગજુ નથી, પણ મારા ગયા પહેલા કોઇ ચૈતન્ય નામના ઋષિ પુત્રને એ કન્યા આપવાનો ઠરાવ મહારાજા દક્ષરાજ કરી બેઠા છે.

**કંદર્પ**—( હાથ પછાડતો સ્વગત ) અરે હાય, મારૂં સર્વસ્વ ખમડ્યું. મનના મનોર્થ મનમાં રહ્યા. આશાના ડુંગર ઉપરથી ઢળી પડ્યો. ( પ્રગટ ) વારૂ દક્ષરાજ તો ઠરાવ કરી બેઠા પણ કમળા દેવીના વિચાર કેવા છે તે કાંઇ જાણવામાં આવ્યું ?

**મહાનંદ**—પ્રત્યક્ષ તો તે કન્યા પિતાની ઇચ્છાને આધિન જણાય છે; પણ હૃદયમાં શું હશે તે હરી જાણે!

**રત્નો**—એમાં કન્યાની મરજી પૂછવાનું કાંઇ કારણ નથી; કેમકે તે આમન્યાની સાંકળે બંધાએલી હોય છે.

**કંદર્પ**—સત્ય છે.

**મહેરૂ**—મહારાજ લાડુના અભાવે સૌ રોટલા ખાય, સાકરના અભાવે ગોળથી ચલાવે, અને મહેલના અભાવે મરઢીમાં રહે, પણ ઉત્તમ વસ્તુ મળ્યા પછી કનિષ્ટની ઇચ્છા કોઇ કરેજ નહીં, છતાં ઘીએ તેલથી રાચે એવું તો કોકજ અભાગી હોય; તેમ જ્યાંસુધી એ રાજકન્યાએ આપને જોયા નથી, ત્યાં સુધી ઋષિપુત્રને ભલે કબૂલ કરે, પણ આપને જોયા પછી તે આપનેજ પસંદ કરશે; માટે એની પ્રાપ્તિનો ઉદ્યોગ અહીંથીજ માંડી વાળવો યોગ્ય નથી.

**કંદર્પ**—પણ મને એ સુન્દરીનો જેવો મોહ લાગ્યો છે, તેવીજ તે સ્વરૂપવંતી હોય તો તેને માટે હું જે જે પ્રયાસ કરૂં તે યોગ્ય છે, પરન્તુ ડુંગર ખોદીને ઉંદર મારવા જેવો ઘાટ હોય તો તે વાત પડતી મુકવામાંજ સાર છે; માટે મને કહો કે તે કન્યા કેવી છે?

**મહાનંદ**—રાજેન્દ્ર, એ પ્રયાસ કાંઇ ગંગાજળ પાઇને બાવળીઓ ઉછેરવા જેવો નથી. કલ્પવૃક્ષ છે. એ સુન્દરી આ સંસારમાં સુન્દરતાનો સાગર છે. સદ્‌ગુણનો ભંડાર છે. અક્કલનું આગાર છે. નીતિનો નિધાન છે. થોડામાં એટલુંજ કે આખી શ્રષ્ટીની સુંદરતા એકઠી કરી કરતારે કમળારૂપી

રત્ન બનાવ્યું છે. અને તેના શેષમાંથી ચંદ્ર, સૂર્ય બનાવી હાથ ખંખેરી નાંખ્યા છે; હું ધારૂં છું કે આ તારા તગતગે છે તે તેનાજ હશે; સાંભળો.-

માલિનિછંદ.

રસિક રસ સરીતા, રોહણી રત્ન રંભા
અનુપરૂપ ચુવાની, મોહની તેજ સ્થંભા;
પરમ સુખ પ્રકાસ્યું પૂર્ણિનો ચંદ્ર જાણે,
ચપળ નયન ભ્રાન્તી, રંગ સારંગ આણે.

કંદર્પ—અરે ત્યારે તો એ હૃદયરમણી હું કંગાલને હાથ નહીંજ જવા દઊં. ( સ્વગત ) અરે આ મોઢું એ પદ્મનિના હાથનો કંસાર આરોગી ક્યારે પવિત્ર થશે ? આ અભાગી બાહુ એ રમા રત્નનો પાણીગ્રહણ કરી ક્યારે સુભાગી થશે ? આ કંદર્પની કાયા એ કનકલતાથી વીંટાઇ ક્યારે કૃતાર્થ થશે ?

મહેરૂ—મહારાજ ચિન્તા ન કરો; જળ તો નિચાણમાં જ વહેશે; હવા તો ઉંચાણમાં જ ચઢશે; કુંભારને ઘેર હાથી બાંધે એવા દક્ષરાજ ગાંડા નથી !!

મહાનંદ—અરે સાંભળ, સાંભળ, એની સુંદરતા તો પુરી સાંભળ !!

છપયછંદ.

અધર સુ ઉભય પ્રવાલ, બાલવ્યાલ વિશિયલ શિર,
ભ્રમર સુબાન કમાન, નયન અમિઝર તિક્ષન તિર;
કંકન કનક જડિત, તડિત ચિર ચોલી ચંદન,
મદન સદન સ્તન તદન, કરત મનમથ નિત વંદન
ભાલ સુભદ્ર વિશાલ તન, કોમલ અમલ કુસુમકલી,
ચલકત ચંદ લલાટ બિચ, હુલકત મલકત હંસલી.

કંદર્પ—બસ, બસ, જે થનાર હોય તે થાય, પણ તેને હું મારી પટરાણી કર્યા વિના રહેનાર નથી. પ્રસન્ન થઇને આવશે તો ઠીક, નહીં તો બલાત્કારથી લાવીશ; હરણ કરીને લાવીશ, મરણ આદરીને લાવીશ, પણ લાવીશ લાવીશ ને લાવીશ.

રત્નો—અન્નદાતા એમાંનું કાંઇ કરવું નહીં પડે. વિદ્યા વનિતા અને વેલી એ ત્રણેનો સ્વભાવજ છે કે પાસેનાને વળગવું ! માટે આપ ત્યાં જશો એટલે તે પોતાની મેળેજ તમારા પ્રેમમાં ઘેલી થઇ જશે.

**કંદર્પ**—શાબાશ, રત્ના શાબાશ, તારી વાણી મારી આશાને સતેજ કરે છે; એ મનોરમાને લાવવાને માટે હું મારી જાતે જઇશ; પણ આ વાત તમે રાણીને જાણ પડવા દેશો નહીં; અને પ્રધાનજીને કહેજો કે મહારાજા મૃગયા રમવા ગયા છે; માટે રાજ્યનો બંદોબસ્ત રાખે, ને મારા મિત્ર મોહાસુર, મદ્ઘાસુર, તથા માનાસુરને પત્ર લખી અહીં તેડાવે.

**રત્નો**—બહુ સારૂ મહારાજ, હું તેમને કહીશ. ( રત્નો, મેરૂને મહાનંદ જાય છે ને રાણી કાન્તા આવે છે. )

**કાન્તા**—( સ્વગત ) મેં મહારાજાના વિચાર ગુપ્ત રીતે સાંભળી લીધા છે. તે અત્યારે નવી રાણી લાવવાના ઉછરંગમાં ગરક થઇ ગયા છે. જે વાત તે મારાથી છાની રાખવા જાય છે તે ચૌટે ચકલે ચઢી છે, ખેર, એ ગમે તેટલી રાણીઓ પરણે પણ મારા પ્રભુ તો એજ છે; લાવ જરા પૂછું તો ખરી કે શું કહે છે ? ( પ્રગટ ) પ્રાણનાથ, આજતો કાંઇ નવા ઉમંગમાં આપ જણાઓ છો ? શું કાંઇ બીજો દેશ જીત્યા ? બીજી કાંઇ ખુશ ખબર આવી છે ? આપ ક્યાં પધારવાની તૈયારી કરો છો ?

**કંદર્પ**—( સ્વગત ચમકીને ) વળી અત્યારે આ પાપ ક્યાંથી આવ્યું; લાવ તેને સમજાવીને કાઢું નહીં તો કંટાળો આપશે. (પ્રગટ ) પ્રિયા, નવીન ઉછરંગ તો કાંઇ નથી, પણ કાલે મારે મૃગયા રમવા જવું છે તેની તૈયારી કરાવું છું.

**કાન્તા**—( કટાક્ષમાં ) મૃગયા રમવા કે મૃગાંગી લાવવા ?

**કંદર્પ**—એણે મારા વિચાર જાણી લીધા છે; પણ કાંઇ ચિન્તા નહીં; વાત ઉડાવી દઉં ( પ્રગટ ) મૃગાંગી તો તું છેજ; વળી બીજી તે ક્યાં દીઠી ?

**કાન્તા**—દીઠી નથી તો દેખીશું, પણ સાંભળી એ તો ખરી.

**કંદર્પ**—ના, ના, નકામો સંશય આણીશ નહીં.

**કાન્તા**—સંશય હશે કે નહીં હોય, તો પણ આપ સ્વતંત્ર છો. માત્ર મારી વિનંતી એટલીજ છે કે જે ડગલાં ભરો, તે વિચારીને ભરજો. ભુજંગના દરમાં હાથ ઘાલશો કે કેસરીની બોડનો માર્ગ તકાવશો તો પશ્ચાતાપ થશે.

**કંદર્પ**—પશ્ચાતાપ નામર્દને; મારે પશ્ચાતાપ શો ? હું તો કોઇ કેસરજ દેખતો નથી; મારા આગળ તો બધા શિયાળવાંજ ફરે છે. આખી આલમને હું તો અળશિયાંજ ધારૂ છું, વળી ભુજંગ તે કીયો મુઓ છે ?

**કાન્તા**—( વિનયથી હાથ જોડી ) ક્ષમા કરજો પ્રાણનાથ, મદાંધ થયેલા મનુષ્યો નિરંતર એમજ દેખે છે; શેરને માથે સવાશેર તો હોયજ. રાવણ સૌને તૃણવત લેખતો હતો, પણ એને માથે રામચંદ્રજી મળ્યા. દ્રૌપદીને માટે દુર્યોધન ટાંપી રહ્યો હતો; પણ અર્જુને માન મુકાવી દીધું. કીચક કોઇને ગણતો નહોતો, પણ ભીમસેને તેના ચુરા કર્યા તેનો વિચાર કરજો.

**કંદર્પ**—પણ તેં હજુ આ કંદર્પસેનનું પરાક્રમ નથી જોયું ? આગળની મોટી મોટી વાતો સાંભળીને કંદર્પસેન શું પોતાનો નિશ્ચય પાછો ફેરવશે ?

**કાન્તા**—પ્રાણનાથ, બલાત્કારમાં પ્રેમ નથી. છળકપટમાં સુખ શાન્તિ નથી, અને દ્રોહમાં મોહ નથી. એ ત્રણ વિના જે થાય તે સુખેથી કરો. તમે બીજી સ્ત્રી પરણો તેની મને ચિન્તા નથી, પણ અલભ્ય વસ્તુનો મોહ રાખી આપત્તિ રૂપી હીનભાગી કન્યા ઘરમાં ઘાલો, અને એ કન્યા ઘરનું તથા દેશનું નિકંદન કરે, તેની મને મોટી ચિન્તા છે.

**કંદર્પ**—( ગુસ્સે થઇ ) બસ કર, બસ કર, દોઢ ડાહી તારા કરતાં હું બહુ સમજુ છું.

**કાન્તા**—નાથ, ભણ્યો ભુલે, તારો બુડે, ને શૂરો સપડાય ! અયોગ્ય ઇચ્છા સુખશાન્તિની શત્રુ છે. તમે જે કન્યા લાવવા ધારો છો, તે કન્યા કોઇ ઋષિ પુત્રને અર્પણ થએલી છે; તેથી તે જગતપૂજ્ય છે, શિવ નિર્માલ્ય છે, ફુટેલા મોતી અને સુંઘેલા પુષ્પની જેમ કોઇ ઇચ્છા કરતું નથી, તેમ એના ઉપર પણ નજર કરવી યોગ્ય નથી; માટે એ ઇચ્છા જવા દો.

**કંદર્પ**—અરે જવા કેમ દઉં ! એ તો મારા હૃદયમાં જડાઇ ગઇ છે ! મહારાજાનો માલ જ્યારે ભટોરીઆ ભોગવશે ત્યારે શ્રષ્ટીમાં રહેશે શું ?

**કાન્તા**—પ્રાણનાથ, એ ભટોરીઆ નથી પણ બ્રહ્મદેવ છે; ભુદેવ છે. એમની જોડે વૈર બાંધવાને માટે રામચંદ્ર કે કૃષ્ણ જેવા શક્તિવાન નહોતા; જેના પગરખામાં પગ ઘાલતાં ઇંદ્ર ચંદ્ર જેવા પસ્તાયા છે; તો તમારી શી ગુંજાશ છે ?

**કંદર્પ**—ગુંજાશ; ગુંજાશમા જો આ મારી તરવાર છે. જેની માએ સવાશેર સુંઠ ખાધી હશે તે સામો થઇ જશે; પણ મૂર્ખ તારે શી પંચાત. છે સૂર્યનારાયણે ૧૨ સ્ત્રીઓ કરી હતી; શું રન્નાદે તારા જેટલી હુશિયાર નહોતી ? ચંદ્રે ૨૭ કરી હતી, શું રોહિણી તારા જેટલી ડાહી નહોતી ?

કૃષ્ણે ૧૬૧૦૮ સ્ત્રીઓ કરી હતી, શું રાધા તારા જેટલું સમજતી નહોતી ? દશરથે ૩૦૦ રાણીઓ કરી હતી; શું કૌશલ્યા તારા જેટલી કુશળ નહોતી ? ઉતાનપાતે તથા પાંડુ રાજાએ ર સ્ત્રીઓ કરી હતી શું જુનીની શિખામણ લેવા રહ્યા હતા ?

**કાન્તા**—એમાં કયો જંપીને બેઠો છે તેતો બતાવો ? આપ એવાં દૃષ્ટાંત લ્યો છો તેના કરતાં પ્રતાપી હરિશ્ચંદ્ર, રામચંદ્ર, નળ, જનક, અને યુધિષ્ઠિર જેવાના દૃષ્ટાંત લ્યો તો સંસાર કેવો સુખમય થાય ?

**કંદર્પ**—( ક્રોધાયમાન થઈને ) દુર જા દુષ્ટા દુર જા; મારે તારી સલાહની જરૂર નથી. ( ધક્કો મારે છે; રાણી પડી જાય છે. )

**કાન્તા**—( બેઠી થઇ ) તમારે મારી જરૂર નથી, પણ મારે તો આપની જરૂર છે. પ્રાણનાથ સૂર્યને કીર્ણો ઘણા છે પણ કીર્ણોને સૂર્ય એકજ છે. મસ્તકને કેશ, જળને તરંગ, અને સાગરને સરિતાનો પાર નથી; પણ સરિતા, તરંગ, અને કેશને સાગર, જળ, અને મસ્તક એકજ છે. આપને સ્ત્રીઓની ખોટ નથી, પણ મહારે તો આપ એકજ છો.

**કંદર્પ**—દુર જા, દોઢડાહી દુર જા; શા માટે કંટાળો આપે છે ? ( ધક્કો મારે છે પડી જાય છે )

**કાન્તા**—( બેઠી થઈ ) ક્ષમા કરો, સ્વામિનાથ ક્ષમા કરો, હું સત્ય કહું છું.

**કંદર્પ**—અરે ક્ષમા ! ( દાંત પીસીને ) લેતી જા આ ક્ષમા ! ( કહીને તલવાર કાઢી મારવા દોડે છે, ત્યાં અન્ય પરીજનો આવે છે. )

**બધા**—હાં, હાં, હાં, રાજેન્દ્ર ક્ષમા કરો ! !

( કંદર્પસેન તલવાર કાઢી ઉભો રહ્યો છે; રાણી ઘુંટણ ઉપર માથુ મુકી હાથ જોડી બેઠેલી છે; અને દરબારીઓ, હાથ આડા કરી વચ્ચે પડેલા છે. ) ટેબલો

( પડદો પડે છે. )

# પ્રવેશ ૩ જો.

પાત્રો લક્ષ્મી, કમળા, ચૈતન્ય, કંદર્પસેન અને દાસીઓ.

**લક્ષ્મી**—( જોગણના વેષે સતાર ઝાલીને. )

**ગાયન.**

લાગી લાગીછે મને લાગીરે. માયા મહાપ્રભુની લાગી,

ત્રષ્ણા નકામી મેં ત્યાગીરે, માયા મહા પ્રભુની લાગી–
કાયા મંદીરમાં કંથ બિરાજે, શામ સલુણા સુહાગીરે–માયા૦
જ્ઞાન ગગનમાં આનંદ ઉલટયો, વિણાઓ પ્રેમની વાગીરે–માયા૦
દુઃખનો દરીઓ કલેશથી ભરીઓ, મૂરખ લેશે માગીરે–માયા૦
સુન્દર વાસ શું જાણે કમળની; ગેંગો દુર્ગંધીનો રાગીરે–માયા૦
મુકતાફળથી મન નવ માને, બગ મચ્છ ઈચ્છે અભાગીરે–માયા૦
તન મન ધન છે જેહ ધણીનું, તેને સોંપી રહી આઘીરે–માયા૦
એજ સત્યછે, બીજુ બધું તુત છે.

**કમળા**–(સ્વગત) અરે ભગવાન; આ ભગની તો ભવ બાળવા બેઠી; હવે હું એને શી રીતે સમજાવું ? (પ્રગટ) બ્હેન લક્ષ્મી, આતેં શું કરવા ધાર્યું છે ? જોને બ્હેન, તારા, દમયંતી, સીતા, અને, અનસૂયા જેવી પવિત્ર સ્ત્રિયો પણ પતિવ્રત ધર્મ પાળીનેજ કૃતાર્થ થઇઓ છે. ગૃહસ્થાશ્રમ ધર્મથી વિરૂદ્ધ ચાલનાર, અંજની અને સરસ્વતી પસ્તાયાંછે; માટે તું તારી હઠ છોડી દઇ માબાપનું કહ્યું માન.

**લક્ષ્મી**—બ્હેન જે વિષ છે તેને અમૃ કેમ કહેવાય ! જે સર્પ છે તેને મુકતાહાર કેમ મનાય ! ભલે તમે કથીરને કુંદન કહો તો હું ના નથી કહેતી, પણ હું તો નહીંજ કહું.

**કમળા**—લક્ષ્મી એતો તારી આંખોની ભૂલ છે. ચાલતી નૌકામાં જમીન ફરતી દેખાયછે, તે શું સત્ય દેખાયછે ? ખરીવાત તો એ છે કે ઇશ્વરી નિયમને તાબે થવું. બ્હેન જેવું નીર વિનાનું મોતી, ભાલોડા વિનાનું તીર, વાસ વિનાનું પુષ્પ, અને પ્રાણ વિનાની દેહ જેમ નકામા છે, તેમ કંથ વિનાની કામની પણ નકામી છે.

**લક્ષ્મી**—એતો મનના વિસામા છે, બાકી બધુ જૂઠું. ઘીને સ્વાદ નથી; પાણીને રંગ નથી, ને આત્માને જાતી નથી, અક્ષર, આકાશ અને વાયુ જેમ નિરાકાર છે તેમ આત્મા પણ નિરાકાર છે.

**કમળા**—અરે ઘેલી ! જે નજરે દેખાય છે, બુદ્ધિ નિશ્ચય કરેછે, મન કબૂલ કરેછે, અને ઇન્દ્રિયો અનુભવ કરેછે; એ સંસારમાં આપણે આવ્યાં છીએ; તેનો વિચાર કર. જે દેહ વડે આત્માની સિદ્ધતા છે, તેનો ધર્મ પાળ્યા વિના ચાલેજ નહીં. જેવું લુણ વિનાનું અન્ન, માયા વિનાનું મન્ન, શકિત વિનાનું તન, અને ગોળ વિનાનો કંસાર છે; તેવો સ્વામિ

વિના સ્ત્રીનો સંસાર છે. આ સંસાર રૂપી વસ્ત્રનો નરનારી એ તાણો વાણો છે; જેમ સત્ય વિના ધર્મ, દયા વિના ન્યાય, સ્વભાવિક બુદ્ધિ વિના વિદ્યા, પાત્ર વિના અધિકાર, શક્તિ વિના શસ્ત્ર, પત્ર વિના વૃક્ષ, કીકી વિના ચક્ષ, શશિ વિના રજની અને દીપક વિના અવાસ દીપતાં નથી, તેમ સ્ત્રી પણ પુરૂષ વિના શોભતી નથી.

**લક્ષ્મી**—અરે ગાંડી શોભા એજ સ્રોભા છે. સંગ એજ દુઃખનો રંગ છે. માયા એજ પ્રત્યક્ષ માર છે, અને ભોગ એજ રોગનો ઉદ્યોગ છે. જરા વિચાર કર, મુળ મુકીને ડાળા સીંચવાથી ફળ ફુલની પ્રાપ્તી શીરીતે થવાની? મ્હોર મુકી કોડીની ઇચ્છા કરવાથી દરીદ્રતા શી રીતે જવાની! કુવો મુકી હવાડામાં જવાથી તૃષ્યાની શાંતિ શી રીતે વળવાની! તેમ ઇશ્વરને મુકી બીજાને જપવાથી મુક્તિ શી રીતે મળવાની?

**કમળા**—લક્ષ્મી, સાકર બોલવાથી તે મુખ મધુર થતું હશે? ઓ-ષધિ જપવાથી તે રોગ જતો હશે? વાયુના ઓડકારથી તે ક્ષુધા ભાગતી હશે? વિજળીના ઝબકારે તે મોતી પરોવાતાં હશે? તેમ ઇશ્વર ઇશ્વર કરવાથી તે ઇશ્વર પ્રસન્ન થતા હશે? ના, ના, એતો એની આજ્ઞા પા-ળવાથીજ પ્રસન્ન થાય છે. બ્હેન, જેમ વ્હાણ વિના સાગર તરવો, ઉદ્યમ વિના ઉદય કરવો, પગ વિના પંથ કાપવો, સાધન વિના શત્રુ જીતવો, અને વાદળ વિના વૃષ્ટિ થવી અશક્ય છે, તેમ સ્ત્રીને સ્ત્રીધર્મ પાળ્યા વિના ઇશ્વર પ્રસન્ન કરવો પણ અશક્ય છે, માટે તું તારો મુમત મુકી દઇ પર ણવાનું કબૂલ કર.

**લક્ષ્મી**—બ્હેન કોઇને ગોળ રૂચે છે, કોઇને ખાંડ રૂચે છે, અને કોઇને સાકર રૂચે છે. મન મનની રૂચી નોખીછે. તને ગૃહસ્થાશ્રમમાં મોહ લાગ્યો છે તો તું તે કર; પણ મને તો જંગલમાં જઇ તપ કરવાનો મોહ લાગ્યો છે; તેથી હુંતો તેજ કરીશ. વ્હાલી બ્હેન ક્ષમા કરજે! માત પિતાને મારા પ્રણામ કહેજે.

**કમળા**—( ગદગદીત કંઠે ) **ગાયન.**

માંછલડી નિર વિના આ, કયમ કરીને સરમાં ફરશે?
ક્યાં વાત હૃદયની કરશે, સુખ દુઃખ કાને કો ધરશે?
ઓ બ્હેન, અરે ઓ બ્હેન, માંછલડી મુજ નયન જોઇ ક્યાં ઠરશે!

**લક્ષ્મી**—

આ પંખીડાનો મેળો પરભાતે જુદો પડશે!

સુખ દુઃખના દાણા ચરતાં, કોઇ રમે, ભમે, કોઇ રડશે !
રે બ્હેન, અરેરે બ્હેન, છે વ્યર્થ બધી આ માયા,
જે વિશ્વ બાગમાં પુલ્યા ( તે ) કરમાયા જપ જગરાયા.
છે રામ....રામ....રામ....પ્રણામ....પ્રણામ....માંછલડી(જાયછે.)

(લક્ષ્મી જાયછે, એટલામાં ફરતો ફરતો ચૈતન્ય આવે છે ને કમળા શોકાતુર થઇ જડવત્ ઉભી રહે છે. )

**ચૈતન્ય**—( મોહ પામતો ) આહા ! આ વાટીકામાં આરસની પુતળી ક્યાંથી ? અરે હું ભુલુ છું. આરસની પૂતળી તો જડ હોય છે, પણ આતો ચૈતન્ય વાળી છે. ત્યારે શું મેઘરાજની વાટ જોઇ ચતુરા રૂપે ચપળા ઉભી હશે ? રતી હશે ! રંભા હશે ! કે શંકરને મોહ પમાડનારી સાક્ષાત મોહિની હશે ? આહાહાહા શું તેની સુન્દરતા છે. ! !

**વસંતતિલકા છંદ.**

વાએ લળિ લળિ વળે, કટિ પાતળી છે,
ચંદ્રાનની અધર આમૃનિ કાતળી છે;
જંઘા સુરંભ સ્થંભા મુગ્ધા મૃગાક્ષી.
આનંદ કંદ રમણી લલિતા સુલક્ષી.

વાહ વાહ વિધાતા ! આ પ્રતિમા તેં પુષ્કળ નવરાશની વખતે ઘડી જણાય છે. આહા અત્યારે જોકે તેના વદન ચંદ્ર ઉપર શોકની છાંયા છવાઇ રહી છે, તોપણ જેમ ફાનસમાં દીવો, અંધારામાં મણી, અને વાદળમાં વીજળી ઝબુકે તેમ તે ચળકી રહી છે.

**વસંતતિલકા છંદ.**

લાલી ગુલાબ ફુલની મતવાલી આલી,
કુલી અવેવ કુલથી મુખ મોહ જાળી;
આંજયા વિના મન હરે અતિ આંખ કાળી,
અંગે સુવાસ મૃગના મદની રૂપાળી.

આહા આ પદ્મનીનો પાણી જે પુરૂષ ગ્રહણ કરશે તે કેવો ભાગ્યશાળી ગણાશે ! ( એકી નજરે જોઇ રહે છે. )

**કમળા**—( સ્વગત મોહ પામતી ) અરે આ તેજોમય મૂર્તિ તરૂણ કુમાર કોણ છે ? શું આતે અનંગદેવ અંગધારીને આવ્યા હશે ! કે અશ્વનીકુમાર હશે ? શી તેની ભવ્યાકૃતિ છે ! તેના નિર્મળ નેત્રાંબુજમાંથી અમૃતની ધારા ઝરે છે, ત્યારે શું ચંદ્રમા પધાર્યા હશે ! ના, ના, તેને તો

ક્ષય છે, અને આતો તેના અક્ષય છે. મુખાર્વિંદના તેજથી મારી દ્રષ્ટિ અસ્થિર થઈ જાય છે, ત્યારે શું સવિતાનારાયણ પ્રવાસથી થાકી આ સ્થળે આરામ લેવા આવ્યા હશે? કે બ્રહ્મચારીનું સ્વરૂપ ધારી સ્વયંભૂ પોતે પધાર્યા હશે ? ગમે તે હો પણ આ પુરૂષ કર્તાની કારીગિરીનો કોઇ અદ્ભુત નમુનો છે!—

હરિગીત છંદ.

**છે નેત્ર રહિત વિકાર પણ, વશિકર્ણ વિદ્યાએ ભર્યો,**
**છે પુનિત રૂપ બ્રહ્મચારિ પણ, સંપુર્ણ પ્રેણ તણો ઝરો;**
**છે સદય હૃદય ઉદાર પણ, ઘા કાળજે મુજને કર્યો,**
**આવી ચઢયો અહીં કયાં થકી, એ અતન રૂપ જાદુગરો.?**

**આહા—** **સોરઠો.**

**ચોરે ચિત ચતુરા તણું, દોરે ન્યારે પંથ;**
**સંકોરે સ્મર અનળને, આવડય દીસે અનંત.**

વાહ વાહ; જે સુંદરી આ રત્નની અર્ધાંગના થશે તે કેવી ભાગ્યશાળી ગણાશે ? અરે મારા પિતાજીની સમક્ષ નારદ ઋષિએ જે ઋષિ પુત્રનાં વખાણ કર્યાં હતાં તેતો આ નહીં હોય ? લાવ્ય તપાસ કરૂં ( ચૈતન્યને ) ઋષિ કુમાર, આપ કયાંથી પધારો છો ? આપનું નામ શું ?

**ચૈતન્ય**—રાજ્યબાળા, આ પાસેના વનમાં જે ઑંમકાર ઋષિ રહે છે; તેમનો હું પુત્ર છું. મારૂં નામ ચૈતન્ય છે. સરિતા ઉપર સ્નાન કરી પાછો વળતાં સહેજ અહીં આવી ચઢયો છું. આ વાટિકાનાં માલિક આપ પોતે હો એમ જણાય છે. આપ કોની પુત્રી છો ? આપનું નામ શું તે અડચણ ન હોય તો જણાવવા કૃપા કરશો ?

**કમળા**—( સ્વગત ) વાહ વિશ્વેશ્વર ! મારી કલ્પના સત્ય ઠરી છે. આતો હું જેનું ચિત્તવન કરતી હતી તેજ પધાર્યા છે; આહા ! જેનો મને શબ્દથી મોહ લાગ્યો હતો તેજ મારી સમક્ષ ઉભા છે; જેનું દર્શન કરવાને હું આતુર હતી, એજ મારા હૈયાનો હાર, એજ મારા શરીરનો શ્રંગાર, અને એજ મારા અંતરનો આધાર આ ચૈતન્ય મુનિ છે. વાહ વિધાતા ! તેં મને અત્યારે આનંદ સાગરમાં ઝબકોળી દીધી છે. ( પ્રગટ ) ઋષિરાજ મારૂં નામ કમળા છે, હું આ નગરના માહારાજા પ્રતાપી દક્ષરાજની પુત્રી છું.

**ચૈતન્ય**—તમે એક મહાન રાજકર્ત્તાની પુત્રી છતાં મારી સાથે

માયાળુપણે વરતી મને આભારી કર્યો છે.

**કમળા**—એ આભારનો અવેજ આપવા તમને બહુ ભારી પડશે !

**ચૈતન્ય**—ભારી શું, અજ્ઞા થશે તે ઓવારી નાંખીશ.

**કમળા**—વાણીમાં રીઝાવી છુટવા માગતા હો તો તે ફાંફા છે !

**ચૈતન્ય**—ત્યારે શું મને બંધન કરવો છે ?

**કમળા**—હા, હજારવાર, બંધન કરવા છે.

**ચૈતન્ય**—એવો કાંઇ અપરાધ ?

**કમળા**—કોઇ ના કરે તે તમે કર્યું છે.

**ચૈતન્ય**—શું ?

**કમળા**—ચોરી !

**ચૈતન્ય**—મેં શું ચોર્યું છે ?

**કમળા**—મારૂં મન,

**ચૈતન્ય**—મારી પાસે તો કાંઇ નથી.

**કમળા**—નથી શું સંતાડયું છે.

**ચૈતન્ય**—તે તમે કબજે કેમ ન રાખ્યું ?

**કમળા**—શી રીતે રખાય ? તમે જાદુગર છો, બલાત્કારે લઇ લીધું છે.

**ચૈતન્ય**—ત્યારે તમે પણ કીયા શાહુકાર છો. ? મારી પાસે પણ મારૂં મન નથી, તે તમેજ લીધું જણાય છે ! પોતે અપરાધી છતાં બીજાને આળ આપો છો એ કયાંનો ન્યાય ?

**કમળા**—ન્યાય હોયતો ગળે પડોજ નહીં. એમ ગુન્હાથી છુટી મુકત થવા નહીં પામો. તમે જુઠા છો, ચોરછો, જાદુગર છો; તમારૂં મન તમારી પાસેજ છે.

**ચૈતન્ય**—હું અસત્ય ભાષણ કરતોજ નથી.

**કમળા**—ત્યારે શું સત્ય બોલો છો ? તમારૂં મન મેં ચોર્યું. છે ?

**ચૈતન્ય**—હા, હા, હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે તમે ચોર્યું છો તમે કામણગારા છો, ધુતારા છો ! મેં તો એકલું તમારૂં મન ચોર્યું છે, પણ તમે તો મારા સર્વાંગ પર સત્તા બેસારી દીધી છે.

**કમળા**—ત્યારે અપરાધી તે હું કે તમે ?

**ચૈતન્ય**—તમે, હજારવાર તમે.

**કમળા**—ત્યારે આપણો ન્યાય કોણ કરશે ?

**ચૈતન્ય**—આપણો પ્રેમ.

**કમળા**—આપણો સાક્ષી કોણ ?

**ચૈતન્ય**—આપણાં મન.

**કમળા**—હશે ત્યારે સાટમપાટા થયું ! બન્ને સમાન લાભમાં છીએ !! પણ હવે ભિન્નતા ન રાખશો.

**ચૈતન્ય**—એક વાસણમાં પાણીના વિભાગ પડેજ નહીં; સ્વચ્છ પ્રેમમાં ભિન્નતા ટકેજ નહીં.

**કમળા**—મને તમારા હૃદયમાં સ્થાન આપી કૃતાર્થ કરો.

**ચૈતન્ય**—તમે તો મારા હૃદયમાં સજડ ચોટી ગયાં છો; પણ મને તમે તમારા હૃદયમાં સ્થાન આપી કૃતાર્થ કર્યો છે તેથી હું તમારો આભાર માનું છું.

**કમળા**—આભારમાં તો બંધાઇ ગયા, હવે આભાર કેવો !

**ચૈતન્ય**—હીરો કુંદનમાં જડાયો !!

**કમળા**—સુધા દુધમાં ભળી ! વેલ ચંપે વીંટાણી !

**ચૈતન્ય**—આપણા મનોર્થ ઇશ્વર સફળ કરશે. લ્યો ચપળા હવે હું રજા માગું છું.

**કમળા**—ચપળા જોઇએ તો મેઘ વર્ષણ થાય ત્યાં જાઓ.

**ચૈતન્ય**—ચોમાસાની વાર છે; પણ ચંપકવર્ણિ મને રજા આપો.

**કમળા**—ચંપકવર્ણિતો કૃશ્નની ગોદમાં હશે; ત્યાં જાઓ.

**ચૈતન્ય**—દ્વારીકાં દુર છે; પણ પદ્મની હવે બહુ થયું.

**કમળા**—પદ્મ તો સરોવરમાં હશે; માટે ત્યાં જાઓ.

**ચૈતન્ય**—એતો ભ્રમરે વિંટાએલી હશે; પણ ચંદ્રીકા હવે આજ જવા ઘો; મને ઘણીવાર થઇ.

**કમળા**—ચંદ્રિકા તો શુક્લ પક્ષમાં હોય; આતો કૃશ્ન પક્ષ છે.

**ચૈતન્ય**—ચકોરી હવે મને જવા દે.

**કમળા**—હા ! ચકોરી ચંદ્રને કેમ જવા દે ? કસ્તુરી સુવાસને કેમ છોડે ? માછલી જળથી જુદી શી રીતે રહે ? મારા હૃદયચંદ્ર, તમારૂં દર્શન કરી હજુ મારાં નેત્ર તૃપ્તીતો પામ્યા નથી, તે પહેલાં જવાની વાત શું કરો છો ? બેસો, બેસો, બે ઘડી બેસો; મારા સમ તમને— (હાથ-ઝાલે છે)

**ચૈતન્ય**—રાજકુંવરી કોઈ આવી ચડશે તો શરમાવું પડશે, (જવા-માંડે છે; વળી હાથ ઝાલીને)

**કમળા**—હુંતો નહીં જવા દઉં ! મારી જીભે તો જાઓ નહીંજ કહેવાય. તમને જેમ રૂચે તેમ કરો.

**ચૈતન્ય**—રસીલી, અત્યારે રૂચતુ કયાં જોવાનું છે ! ભ્રમરને કમળથી જુદા પડવું રૂચતું હશે ? હંસને સરોવરની પાળ મુકવી ગમતી હશે ? ના, ના, સૌ ન છુટકે ! શું કરૂં ? લાચારીએ રજા માગું છું.

**કમળા**—( હાથ ઝાલી ) ના, નહિ જવા દઉં.

**કમળા અને ચૈતન્ય**— ગાયન.

અરે હાંરે, (૨) પુરી પિંજરમાં પ્રેમ પ્યાસી મેના,
સ્નેહ લગાડયો સારસડીને, રસિઆ એ રસભીના,
પ્રાણજીવન હૈયાના હીરા, વીંટી તણા નગીના—અરેહાંરે પુરી૦
તજે ભ્રમર કયમ એ અલબેલી, કોમળ કમળ કુસુમની કેલી,
અર્ક અસ્તની તાલાવેલી, જાવાદે રસિકા રસઘેલી—અરેહાં૦
કઠોરતા કરવી'તી આવી, પ્રેમ પાસમાં શીદ ફસાવી,
પ્યાલો ભરી ધરીને તલસાવી, માંછલિ ઝાલી કણેક લગાવી—અરેહાં૦
હંસ સરોવરને કયમ છોડે, મુક્તાફળ નરમાદા જોડે,
પ્રેમ દોર પ્રેમી કયમ તોડે, કોય વિયોગ ન સાંખે કોડે—અરેહાં૦

**કમળા**—હા જશો જ ! હવે કયાં મળશો ? ( ચૈતન્ય જાય છે. ) હા, ગયો, ગયો, હૃદય વલ્લભ ગયો ! અરે હૃદયચંદ્ર તું ક્યાં સંતાઇ ગયો ? ચૈતન્ય, ચૈતન્ય, ચૈતન્ય. ! ( કંદર્પસેન આવે છે, તે કમળાને ઉદાશીમાં ઉભેલી જુએ છે. )

**કંદર્પસેન**—(સ્વગત) વાહ ! વાહ !

શાર્દૂલવિક્રિડિતછંદ.

**પામે મોહ પશુપતી તપ તજી રાચે રતીનો પતિ,**
**યાચે ઇંદ્ર અહોનિશા ઉર વિષે રામા રૂપે રાજતી;**
**મૂગ્ધા એ મન મોહની કરૂ પ્રિયા સાફલ્ય જિંન્દ્યું તદા,**
**આશાએ ઉભો ફરે જિવજપી, આનંદ દાતા અદા.**

**કમળા**—(સ્વગત) કયાં ગયા, હૃદયમણી કયાં ગયા ? હા...દરદમાં દરદ કરવું તમને ગોગ્ય લાગ્યું ?

સોરઠો.

**ચિત ચઢયું ચકડોળ, ચૈતન હરિ ચૈતન ગયો,**
**છાંટી રસની છાળ, ચેટક બળગાડયું મને.**

હા...ચૈતન્ય...ચૈતન્ય...ચૈતન્ય...( ગાલે હાથ દઇ પગને અંગુઠે પૃથ્વી ખણુતી ચિત્રવૃત ઉભી રહે છે. )

**કંદર્પસેન**—( મોહ પામતો ) આહા...

**છપયછંદ.**

**ગલ સ્થલ પર કર કમલ, કરત મન મનન અતન તન,**
**ખનત ધરન ક્ષન ચરન, ચહુત નર અમ્મર દરશાન;**
**પલ પલ ઢલકત નયન, વરણ ઉજવલ સ્મર મદહર,**
**રદય રટત વર અવલ નવલ ફુલ લચકત કમ્મર;**
**અમૃત ઝર દ્વય અધરદ્રગ, ભદ્ર વદન જલહુલ સકલ,**
**અનઘ ઉદર સરવર સરસ, અલભ્ય સ્પર્શ દર્શન અકલ**

( પાસે આવી પ્રગટ ) અરે ચંદ્રમુખી, તું ચૈતન્ય, ચૈતન્ય, શું કરે છે ? જો આ મનસાપુરીનો મહારાજા કંદર્પસેન તારી સેવામાં રજુ થયો છે, એ તને ચૈતન્યથી વધારે ચ્હાય છે, તેના ઉપર દ્રષ્ટી કર.

**કમળા**—(ઝબકીને સામું જોઇ ) અરે તમે કોણ છો ? આ એકાન્તવાસમાં વગર આજ્ઞાએ કેમ આવ્યા છો ?

**કંદર્પ**—દાનેશ્વરીના દરબારમાં યાચકને અંત્રાય હોયજ નહીં.

**કમળા**—પાત્રાપાત્રનો ભેદ સમજે એજ દાનેશ્વરી; બાકી બીજા તો દાણેશ્વરી.

**કંદર્પ**—ત્યારે તમે દાનેશ્વરી છો કે દાણેશ્વરી ?

**કમળા**—બેમાંની એકે નહીં.

**કંદર્પ**—ત્યારે યાચકની શી વલે ?

**કમળા**—ભલે તમે યાચક હો તો મ'રા પિતાજી પાસે જાઓ.

**કંદર્પ**—પણ જે વસ્તુ ઉપર તમારા શિવાય બીજા કોઇનો અધિકાર નથી, તેનો હું યાચક છું, માટે મારી યાચના તમેજ સિદ્ધ કરો.

**કમળા**—જે તમે માગવા આવ્યા છો, તે હું આપી ચુકી છું, માટે ચાલ્યા જાઓ.

**કંદર્પ**—ભદ્રે હું તારા ઉપર મોહીત થયો છું. તારો કૃપાકાંક્ષી છું. તેં તારો મનરૂપી મણી એક જંગલના નિવાસી મર્કટ જેવા ઋષિ પુત્રને આપ્યો હોય તો તને તે પાછો ખેંચી લેવાની સત્તા છે; માટે તેમ કર; ને મ્હારા જેવા મહારાજાની હ્રદયમાળમાં પરોવી સુશોભિત કર.

**કમળા**—અર્પણ થએલી ચીજ પાછી લેવાની સત્તા ધરાવનાર મ-

નુષ્ય નથી પણ પશુ છે. તમારી ઇચ્છા અફળિત છે; માટે રાખશો જ નહિ.

**કંદર્પ**—અરે સુન્દરી, તારૂં સુકુમાર શરીર તો સુખપાલમાં બેસવાને યોગ્ય છે. તું તો રાજલક્ષ્મી છે તે રાજભુવનમાંજ શોભે. તારૂં સુન્દર સ્વરૂપ સુખાસનને યોગ્ય છે; માટે મઢીનો મોહ જવા દઈ મણીમય મહાલય તરફ નજર કર. મનોરમા મને તારા હૃદયકમળમાં સ્થાન આપી કૃતાર્થ કર.

**કમળા**—અરે મૂર્ખ મારે તારા રાજપાટની દરકાર નથી. તપસ્વિઓની પર્ણકુટીમાં જે સુખ રહેલું છે, તેનો સોમો અંશ પણ રાજમહેલમાં નથી; એ હું જાણું છું. મોટા મોટા પૃથ્વીપતિઓ બ્રાહ્મણના ચર્ણ તલાંસે છે. મોટી મોટી રાંણીઓ ઋષિપત્નિના આગળ ખોળા પાથરે છે, રામચંદ્ર, કૃષ્ન, અને પાન્ડવ જેવા જેની સેવામાં રહ્યા છે, ઇંદ્રાદીક જેની પ્રસાદીથી પ્રસન્ન થાય છે, એવા ઋષિપુત્રની અર્ધાંગના થવામાં જે માન છે; તે માન મહારાણી થવામાં નથી, નથી ને નથીજ.

**કંદર્પ**—રાજરિદ્ધિને હલકી ગણનાર તું એકજ છે. સુન્દરી સાકરને કડવી કહેનાર શું સત્ય બોલે છે? દુધને કાળું અને કોયલાને ઉજળા કહેનાર શું દેખતા કહેવાય? ભૂખડીને ભંડાર સોંપનાર શું ભવિષ્યવાદી કહેવાય? તેમ તું પણ મારા જેવા મહારાજાને મુકી એક દુર્બળ બ્રાહ્મણને પસંદ કરનારી શું ડાહી ગણાઇશ? લક્ષ્મી ચાંલ્લો કરવા આવે, ત્યારે મુખ ધોવા જનારી તું પોતે જ છે; હજુ તારો વિચાર તું ફેરવ.

**કમળા**—અરે સ્વાર્થાંધ, ફેરવ્યું ચક્ર ફરે, લાકડું ફરે, માંકડું ફરે, લોઢું ફરે, ઘોડું ફરે, પણ પર્વત તે ફરતો હશે ?

**કંદર્પ**—ખારૂંજળ મુકી મીઠું પાણી પીનારા શું પાપ કરે છે? ઉકરડાની દુર્ગંધથી દુર ખસી, બાગમાં બેસનારા શું અન્યાય કરે છે? કંટક વાળા રસ્તામાંથી સારે રસ્તે ચાલનારા શું નામર્દ ગણાય છે? ના. ત્યારે તું પણ પેલા ચૈતન્ય જેવા ભિક્ષુકને છોડી મારા જેવા ભૂપતિની સાથે લગ્ન કરીશ તો ગાંડી ગણાઇશ? ટેક વિનાની ગણાઇશ? ભુંડી ગણાઇશ? ના, ઉલટી તને સૌ શાણી કહેશે, ને લાભમાં આપણે બંને સુખી થઇશું.

**કમળા**—અરે પાપી તું કંદર્પસેન નથી પણ સર્પસેન છું. મારા મનનો નિશ્ચય ફેરવવાને બ્રહ્મા સમર્થ નથી તો તું કોણ માત્ર છું? અંધ આ સંસારમાં જેટલું સુખ કહેવાય ને જેટલું સારૂં કહેવાય છે, તેટલું તમામ હું ચૈતન્યમાંજ દેખું છું. અને તેજ મારો સ્વામી થશે.

**કંદર્પ**—સુન્દરી આમ મારો તિરસ્કાર શું કરે છે? જરા પ્રેમને

તો પિછાન. હું તારા ઉપર રીઝ્ઝ થઇ ગયો છું. તારા પ્રેમ પીંજરમાં સપડાઇ ગયો છું. કેદી થયો છું. મારા ઉપર દયા કર.

**કમળા**—અરે દુષ્ટ તું પ્રેમની પોથી ભણ્યો જ નથી; તેં પ્રેમનાં દર્શન કર્યાંજ નથી. પ્રેમની કીમત જાણતો જ નથી; અને પવિત્ર પ્રેમને વગોવનારા તરીકે પ્રેમ પિંજરમાં સપડાયો કહે છે એજ તારી મૂર્ખાઇ છે. ( એટલામાં દાસીઓ આવે છે. ) અરે દાસીઓ આ અધમને અહીંથી દુર કરો !

**દાસીઓ**—( હાથમાં કટારો લઇને ) જા દુર જા પાપી, એકદમ ચાલ્યો જા; નહીંતો આ કટારીઓથી તારો સત્કાર કરવામાં આવશે! ( એકદમ તેને ઘેરી લે છે. )

( કંદર્પસેન ગાભરો બની ઉભો છે; આસપાસ દાસીઓ કટારીઓ લઇને ઘેરી લે છે.

ટેબલો.

# પ્રવેશ ૪ થો.

**સ્થળ**—કચેરી.

**પાત્રો**—વારાંગનાઓ, પ્રધાન, મોહાસુર, મદાસુર, માનાસુર, દરબારીઓ અને કંદર્પસેન.

**વારાંગનાઓ**—　　　નાચ.

આનંદની ધુન મધુવનમાં છવાઇરે–ટેક૦
મનહર મોહનમુરલી બજાઇ, વ્રજ વિનતા વ્યાકુળભઇ આઇ;
અકલ સકલ ગુમ હો ગઈ સખીઆ, અખીયા દોન મિલાઈરે–આ૦
ઝરત ઝરત અમૃત રસ વારી, નૃત્ય કરત નટવર નગધારી;
દરશ દરશ છલકત ઉર ઉદધિ, તદપિ ન તરસ છિપાઇરે–આ૦
છુમછુમ છનનન છુમછુમ છનનન રૂમઝુમ ઝનનન રૂમઝુમ ઝનનન
નાચત ચરન નચાવત નયના, શુધ બુધ લિનિ છિનાઈરે–આ૦
છુમછુમ છુમછુમ છેલ છબીલા રૂમઝુમ રૂમઝુમ રંગ રસિલા,
રસભિને રસકે રતનાગર તાકધિનાતિકધા (૩)–આ૦

**કંદર્પ**—પ્રધાનજી આ વારાંગનાઓને ઇનામ આપી વિદાય કરો.

**પ્રધાન**--જેવી આજ્ઞા. ( વારાંગનાઓ ઇનામ લે છે, અને પ્રણામ કરી ચાલી જાય છે. )

**કંદર્પ**--(સ્વગત) વારાંગના કહો, દેવાંગના કહો, કે નાગકન્યા કહો, પણ ખરી સુન્દરતા તો ઇશ્વરે કમળાનેજ બક્ષી છે. કમળા કમળા, તે મને ઘેલો કર્યો; આશાના ડુંગર ઉપરથી ઢુંચલાવી પાડ્યો; દુઃખના સાગરમાં દાટી દીધો; હાય ! તારી પ્રાપ્તિને માટે હવે હું શો ઉપાય કરૂં !

**સોરઠો.**

**ઉરમાં ધરીને આશ, મન ભમરો ભ્રમણા કરે;**
**અધરી એહ સુવાસ, કેતકીને કંટક ઘણા.**

અરે મદઘેલી મુગ્ધા; તું ઘણા રક્ષકોથી વીંટાએલી છું તેથી તને ગર્વ છે, પણ જ્યારે હું તારો મદ ઉતારીશ, ત્યારેજ મને શાન્તિ વળશે. હા...કમળા...કમળા...કમળા. ( નિશ્વાસ નાંખતો ખુરશી ઉપર માથું ટેકાવી બેસેછે. )

**પ્રધાન**—( સ્વગત. ) આજે મહારાજાને કાંઇ ચેટક વળગ્યું હોય એમ જણાય છે. ( પ્રગટ ) મહારાજા, નૃત્ય, સંગીત અને ગાયનની ગમતો આપને અધિક પ્રિયછે; તેમ છતાં તેના ઉપર અભાવ જણાય છે તેનું શું કારણ ?

**કંદર્પ**--પ્રધાનજી, ગાન, તાન અને નૃત્યાદિ ગમતો મનને જ્યારે શાન્તિ હોયછે, ત્યારેજ પ્રિય લાગેછે. જેમ સ્મશાનમાં ગણેશ, વિવાહમાં રામનામ, શ્રદ્ધાળુને સંશય, અને પ્રેમીને નિયમ રૂચતા નથી, વળી ત્રષાતુરને દૂધ, ક્ષુધાતુરને પાણી, સન્યાશીને શ્રૃંગાર, રોગીને વૈભવ, અને ભોગીને યોગીનાં ચિન્હ રૂચતાં નથી, તેમ ભીતરના ભડકાવાળાને બહારની રમત ગમતો રૂચતી નથી. ખરૂં પૂછોતો અત્યારે મારો જીવ મારા સ્વાધીનમાંજ નથી.

**પ્રધાન**—ત્યારે કોને સ્વાધીન છે ? તેતો કહો.

**કંદર્પ**—શું કહું, કહેવામાં કાંઈ સાર નથી.

**દોહરો.**

**સુંદર સર સલિલે ભર્યું, હંસ ગયો ધરી હેત;**
**મુકતા દેખી મન ઠર્યું, સિદ્ધ ન થયો સંકેત.**

**પ્રધાન**—કાંઇ કારણ ?

**કંદર્પ**—કારણ, કારણ સાંભળો—

**સોરઠો.**

**દે દીપકને દાન, પતંગ પ્રેમે દેહનું;**
**દીપક દીલ નાદાન, ગણે ન ગણના પ્રેમની.**

પ્રધાનજી, મૃગલાં સારંગીને, હંસ સરોવરને, મણિધર મોરલીને, અને લોભી પૈસાને પોતાના પ્રાણ અર્પણ કરે છે, પણ સારંગી, મોરલી, સરોવર, તથા પૈસાને તેમની દરકાર નથી, તેવો પ્રસંગ મારે પણ બન્યોછે. જેને મેં મારૂં હૃદય અર્પણ કર્યું છે, જેના પ્રેમમાં હું દીવાનો બની ગયો છું, તેને મારી દરકાર નથી, એથી હું આકુળ વ્યાકુળ થઇ ગયો છું.

**પ્રધાનજી**—મહારાજા, જ્યારે એમજ છે ત્યારે તમે પણ તેની દરકાર છોડી ઘો.

**કંદર્પ**— અરે ! એતે છુટી જાય !

**સોરઠો.**

**શીતળ જેની છાંય, આગ રાગ મન લે હરી;**
**જોબન રસ ઝલકાય, મુગ્ધા એ મલિયાગરી.**

**મોહાસુર**—મહારાજ, એવું કોણ ગુમાનવાળું છે ?

**કંદર્પ**—હજુ તમે ના સમજ્યા ? તે એક ગર્વઘેલી ગોરી છે.

**મોહાસુર**—ગોરી છે ! અબળા છે ! તેની શી ગુંજાશ છે ?

**કંદર્પ**—ગુંજાશ નથી, પણ ગર્વ ઘણો છે.

**મોહાસુર**—તે કોની પુત્રી છે ? ને તેનું નામ શું ? તે કહો.

**કંદર્પ**—તે વિજયનગરના મહારાજા દક્ષરાજની પુત્રી છે. જેનું નામ કમળા છે. તેની પાછળ હું દીવાનો ઘેલો, અને ફિદા થઇ ગયો છું. તે કમળા એક સૃષ્ટીનું સર્વોત્તમ રત્ન છે.

**મોહાસુર**—ચિન્તા ન કરો તે રત્ન હું કાલ તમારા કદમમાં રજુ કરીશ.

**કંદર્પ**—( હુશિયારીમાં આવી. ) શાબાશ, શાબાશ, મોહાસુર શાબાશ છે તમને.

**પ્રધાન**—મોહાસુર, જે રત્ન લાવવાની તમે હિમ્મત ધારો છો, તે રત્ન રસ્તામાં રીઢું પડયું નથી, પણ સાગરમાં છે. આંબો તો ખરો પણ કાંટે જીંટાએલો છે. અમૃત તો ખરૂં પણ શેષનાગની રક્ષામાં છે; કંથારમાં હાથ ઘાલવાનો છે, માટે વિચારીને ડગલું ભરજો.

**કંદર્પ**—[ ચીડાઇને ] પ્રધાનજી તમે એને ભય બતાવી નાઉમેદ

કરવા ઇચ્છો છો, પણ યાદ રાખો કે હું કંટકને બાળનારો પાવક છું. શેષનાગને વશ કરનાર મંત્ર શાસ્ત્રી છું. જાદુગર છું, અને ગરૂડ છું. મહાજળમાં પેસી મુક્તાનો લાવનાર મરજીવો તારોછું, સાગરનું શોષન કરનાર અગસ્ત છું. દક્ષતો શું પણ એકવાર ઇંદ્ર આવે તો તેને પણ આધીન કરવાને હું સમર્થ છું.

**પ્રધાનજી**—ત્યારે આપને રૂચે તે કરો; પણ એ શય્યા આપને ખુંચે તેવી છે.

**કંદર્પ**—અરે ખુંચ્યું ! એના તો હું કુચા કાઢી નાંખવાને સમર્થ છું. રાજનોની રીતિ પ્રમાણે હું એક વાર માગું મોકલી ચૂક્યો છું; તેમ છતાં દક્ષે મારા માગાનો અનાદર કરી તે કન્યા એક જંગલના નિવાસી ઋષિપુત્રને આપવા ઠરાવ કરેલો છે, તે શું હું થવા દઇશ ? કદી નહિ; "ધિંગાની ધરતીને શ્રધ્ધાનું દાન" એ કહેવત પ્રમાણે ખરો હકદાર હું છું.

**મદાસુર**--હા મહારાજ આપજ છો; અને એવી અનુપમ સુંદરી જો બીજાને હાથ જાય તો આપના માનને હાની પહોંચે.

**માનાસુર**--અને માન ગયું તો પછી રહ્યું શું? ધરતી ઉપર ધાન્ય ખાઇને બેસી રહેનારા માણસો જીવે તોય શું ને ના જીવે તોય શું ! !

**મોહાસુર**--કાંઈ ચિન્તા નહિ, મહારાજા, તે સુન્દરીને લાવવા હુંપોતે વિજયનગર જઇશ; અને મારી આસુરીવિદ્યાના પ્રભાવે તેનું હરણ કરી આપના ચરણમાં રજુ કરીશ.

**કંદર્પ**—ધન્ય છે મારા પ્યારા મોહાસુર, ધન્યછે તમને.

**પ્રધાન**—મહારાજા, અત્યારે મારૂં કહેવું આપને ઉચિત નહિ લાગે, પરન્તુ આપનું લુણ હજી મારા પેટમાં છે, તેથી હિતની ખાતર, મારા ધર્મની ખાતર કહુંછું કે બળાત્કાર કરવામાં સાર નથી. જેમ તેલ અને પાણી એકત્ર થતાં નથી, અજા અને સિંહ એકઠા બેસી જમતાં નથી; ઉંદર અને બિલાડી એક સ્થળે રમતાં નથી, અને જેમ એક વાસણમાં હવા અને પાણી ટકતા નથી; તેમ પ્રેમ અને બળાત્કાર પણ એક હૃદયમાં ટકતા નથી, માટે એ અનર્થ જવા દો.

**કંદર્પ**—અરે જે રાજ્યલક્ષ્મી છે તેને રાજભુવનમાં લાવવી એમાં શો અનર્થ છે ! મુક્તાનો હાર કંઠમાં નાંખવો અને મણિમય મુગટ માથે મૂકવો એજ રાજતુંછે. નકટાના હાથમાં પુષ્પ, બહેરાના આગળ વાજીંત્ર, કાયરના હાથમાં શસ્ત્ર અને અંધના આગળ આરશી ધરવી, એ તેમને આપ્યાં ન

કહેવાય, પણ હાંસી કરી કહેવાય. તેમ એક સુંદરતાનો ભંડાર નિર્ધન અને નિર્માલ્ય બ્રાહ્મણને આપવો, એ પણ તેની હાંસી છે. આવી રીતે એક ઋષિ પુત્રનું અપમાન દક્ષ જેવા ગર્વિષ્ટ ભૂપતિને હાથે ન થવા દેવું એજ ન્યાયછે.

**પ્રધાન**—મહારાજ, બ્રાહ્મણને અર્પણ થએલી કન્યા કાળી નાગણછે; પાવકની જ્વાળા છે, અને વિષની કુંપીછે. આપને કન્યા લાવવી હશે તો પૃથ્વી ઉપર કાંઇ તોટો નથી.

કંદર્પ–પૃથ્વી ઉપર કન્યા છેજ નહિ. કન્યા માત્ર કમળાછે;અને તે એકજ છે.

છપય છંદ

**સ્થલ સ્થલ નૃપતન સગર, કરન કર જડત ન ધર ધર;**<br>
**જલ જલ કમલ ન અમલ, સકલ કચ ચઢત ન ચમ્મર,**<br>
**નર, નર સમર ન સ્મરત, ન મૃગ મદ મૃગ મૃગ દરશાત**<br>
**ધન ધન કણ નવ અધડ, રત્ન નવ નગ નગ નરખત;**<br>
**વન વન ચંદન વૃક્ષ નવ, અસર કથન મન મન ન સમ,**<br>
**હૃદય રમણ અનહદ દમત ભ્રમણ કરત મન ભ્રમર મમ.**

તેમ કમળા જેવી બીજી નારી બ્રહ્માએ ઘડી જ નથી; માટે મોહાસુર તમે વિજયનગરમાં જાઓ; અને કમળાનું હરણ કરી સત્વર લાવો.

**પ્રધાન**—જો જો હરણ કરી લાવતાં તમેજ હણાઓ નહિ.

**મોહાસુર**—મારૂં મૃત્યું મહારાજા જ્ઞાનચંદ્રના પુત્ર શિવાય બીજાને હાથે છેજ નહિ.

**કંદર્પ**—અરે જ્ઞાનચંદ્રના કુટુંબનો નાશ તો આપણે પ્રથમથીજ કર્યોછે. હવે તમે અભય છો; જાઓ સુખેથી જાઓ.

**મોહાસુર**—બહુ સારૂં મહારાજ હું જાઉંછું. (જાયછે.)

**પ્રધાન**—મહારાજ કમળાનું હરણ કરી લાવતાં યુધ્ધનો અગ્નિ પ્રજ્વલિત થશે, દક્ષ જેવા અજીત યોધ્ધા સાથે વૈર બંધાશે, અને રાજ્યરિદ્ધિ જોખમમાં આવશે.

**કંદર્પ**—બંધ કરો, બંધ કરો, પ્રધાનજી, તમારી કાયરની વાણી બંધ કરો. ક્ષત્રીઓ પરાપૂર્વથી કન્યાનું હરણ કરતા આવ્યાછે. જેમ અર્જુને સુભદ્રાનું, કૃષ્ણે રૂક્ષ્માણીનું, અનિરૂધ્ધે ઓખાનું અને ભિષ્મરાજે કાશીરાજની પુત્રીઓનું હરણ કર્યું હતું, તેમ મારે પણ કમળાનું હરણ કરવું એ રાજનીતિ છે.

**પ્રધાન**—ક્ષમા કરો મહારાજ; એમાં એકને કન્યા પ્રતિકુળ નહોતી,

પણ આપને તો પ્રથમ પરણનારીજ પ્રતિકુળ છે, એ સોમાં નવાણુની ભુલછે.

કંદર્પ--(ક્રોધયુકત) હુ તમને ફરીને કહુછું કે આવી કાયર વાણી બંધકરો. મારે તમારા ઉપદેશની જરૂર નથી. હું મારી મરજીમાં આવે તેમ કરવાને સ્વતંત્રછું.

**પ્રધાન**—( સ્વગત ) આહા ! આ રાજાનો દિનમાન ઉઠયોછે. ઘરમાં દેવાંગના જેવી સાધવી પટરાણી છે; તેમ છતાં આ મદાંધ રાજા ભુજંગનાં દરમાં હાથ ઘાલવા તૈયાર થયો છે; તે તેના ભાવીનું પ્રબળ છે. મહારાજ

**કુંડળિઆ છંદ**

**જેને રૂઠયા જગપતિ, બગડે તેની બુદ્ધ.**
**ઉંધાં કૃત્ય તે આચરે, અંતર થાય અશુદ્ધ;**
**અતંર થાય અશુદ્ધ સીતા લંકાપતિ લાવ્યો,**
**રામચંદ્રની સાથ, યુદ્ધનો અનળ જગાવ્યો;**
**થાકી સતી મંદોદરી, શીખ ન માની મુઢમતિ,**
**મહાસુખ હિત હાથે હણે, જેને રૂઠયા જગપતિ.**

(વિનયથી ) મારી નજરે આપનું અહિત થતું જોવું એ મને કલંક રૂપ છે; માટે હવે હું આ નોકરીથી મુક્ત થવા ઇચ્છુંછું.

**કંદપ**—જાઓ, જાઓ, સુખેથી જાઓ; તમારા જેવા કાયર પ્રધાન હોય તોએ શું ? ને ના હોય તોય શું ?

**પ્રધાન.**-(સખેદ) **કુંડળિયા છંદ**

**કરી ભૂમિ કંગાલઆ કેવળ કન્યા કાજ**
**દુર્યોધન શિશુપાળને પાકોરિપુ પૃથિરાજ;**
**પાકો રિપુ પૃથિરાજ, મહારથી યોદ્ધ મરાવ્યા,**
**સમર ભૂમિમાં શીશ, મોહને બળી ચઢાવ્યા;**
**સંયુક્તા દ્રુપદી પ્રિયા, હરી હરી ગઇ હાલઆ**
**નૂર વિના નિસ્તેજ થઇ, આર્ય ભૂમિ કંગાલઆ.**

**કંદર્પ**—બસકરો, બસકરો, ચાલ્યા જાઓ.

**પ્રધાન—હું** ચાલ્યો જાઉંછું, પણ હવે આપના જેવા સાહસિક રાજાઓની અયોગ્ય કામનાઓને ઉત્તેજન આપી, રાજ્યના હિત ઉપર પગ મૂકનારા ખુશામતીઆ ને હાજીહાની મોહની વાળા જે હશે તેજ આ દરબારમાં રહી શકશે, અને તેજ પ્રધાનનો હોદો ભોગવી શકશે; અરે, તે

પ્રધાન નથી; પણ પરધાન આરોગી પડી રહેનારા પેટભરા હેવાન છે; નાદાન છે; અને સેતાનછે. હર, હર, વિભો ! એવી નીચ બુદ્ધિ હું તારી પાસે કદી માગતો નથી. મહારાજ, હજુ કાંક વિચારો; અને કમળાનો મોહ કાઢી નાંખી કમળાપતિ કર્તારનો મોહ રાખો, કે જેથી તમારૂં ને તમારા રાજ્યનું કલ્યાણ થઇ જાય. ( જાયછે. )

( પડદો પડે છે. )

# પ્રવેશ ૫ મો.

**સ્થળ**—જંગલ.

**પાત્રો**—ચૈતન્ય, કમળા અને મોહાસુર.

**ચૈતન્ય- ( પ્રવેશ કરતો )—દોહરો.**

**કુમુદની જલમાંવસે, ચંદ્ર વસે આકાશ;**
**સો કોસે સ્વજનવસે, પ્રેમી દેખે પાસ.**

શિખરિણી છંદ.

**રસીલીક્યાં રંભા, રસિક મનમારૂં કહીં;ભમે,**
**પ્રિયા પ્રેમી પાસે, પ્રગટ પર પાખી જઇ રમે;**
**કટારી મારીને, કમળ દૃગવાળી દૂર રહી,**
**દશા મારી કેવી, તરૂણી નવજાણે રહી તહીં.**

આહા! ક્યાં આકાશમાં ઉગતોચંદ્ર અને ક્યાં પૃથ્વીપરની કુમુદિની ! ક્યાં પ્રચંડ તેજસ્વી પ્રભાકર અને ક્યાં સરોવરમાં ઉગેલું કમળ ! તેમની વચ્ચે કેટલુ અંતરછે ! છતાં હૃદય અંતર વિનાનાં છે. ક્યાં કમળા ને ક્યાં ચૈતન્ય, ક્યાં એક રાજકુમારી, ને ક્યાં એક ઋદ્પિપુત્ર ! ક્યાં રાજમહેલ ને ક્યાં પર્ણકુટી ! એ સૌ પ્રેમના પ્રભાવ છે. પ્રેમ પ્રેમ, પ્રેમ તારી સત્તા ન્યારી છે; તારી બલિહારી છે, તારે આધીન દેવ દાનવ અને નરનારી છે. જેમ ચંદ્ર સાગરના જળને ઉછાળે ચઢાવી ભરતી-ઓટ કરે છે, જેમ ચુંબક જડ લોઢાને ચૈતન્યવાળું બનાવી દે છે, તેમ પ્રેમ તું પણ માણસના સ્થિર મનને અસ્થિર કરી નાંખે છે; અને સંકલ્પ વિકલ્પને ઉછાળે ચઢાવી દે છે. પ્રેમ, તારૂં અજબ નામ છે; અજબ કામ, છે, અને અજબ ધામ છે. કમળા, કમળા, તારી પ્રેમ પ્રતિમાનાં દર્શન કર્યા છે ત્યારથી આ જીવને આરામ મળતો જ નથી; નિંદ્રા આવતી જ નથી, અને શાન્તિ વળતીજ નથી.

## સોરઠો.

**મુજને ઘેર્યો જેમ, ત્યમ નિદ્રા આધીન કરી,**
**વ્હાલી આવે વ્હેમ, તાણી લીધી તંત્રથી.**

હા...એમજ જણાય છે.

**( નેપથ્ય )** " અરે ! કોઇ રક્ષણ કરો ! રક્ષણ કરો ! રક્ષણ કરો. "

**ચૈતન્ય**—( ઝબકીને ) અરે આ અવાજ કોનો ? શું કમળા વળી કામણ કરવા આવી ? ( આમ તેમ જુએ છે ) ના, ના, આટલામાં તો કોઈ જણાતું નથી. અહીં કમળા કયાંથી ? એ તો પ્રેમ ઉન્માદના ભણકારા થાય છે. આહા, સાચા પ્રેમી અર્ધા ગાંડા ! !

**( નેપથ્ય )** " અરે કોઇ અબળાનું રક્ષણ કરો, રક્ષણ કરો "

**ચૈતન્ય**—અરે આ કરૂણામય પોકાર કયાંથી આવે છે ? ( વળી આમ તેમ જુએ છે ) આ તો કોઇ જણાતું નથી. પ્રેમના પડઘા છે. અરે પ્રેમ, તું તારા ઉપાસકોને ઘેલા બનાવે છે; તને શરમ નથી આવતી ? દયા નથી આવતી ? જગત્ તારી હાંસી કરશે.

**( નેપથ્ય )** " અરે કોઇ ક્ષત્રીપુત્ર હો તો મારી વ્હારે ચઢો, મારૂં રક્ષણ કરો, આ અસુરના પાસમાંથી મુક્ત કરો, છોડાવો, બચાવો. "

**ચૈતન્ય**—નિશ્ચય કોઇ દૈત્ય એક નિર્દોષ બાળાનું આસુરી માયાના પ્રભાવે હરણ કરી આકાશ માર્ગે જતો જણાય છે. ચાલ હું તેનો સંહાર કરૂં; પણ તે પહેલાં દિવ્યાસ્ત્ર મારી જોઉં કે તે કોણ છે. [ દિવ્યાસ્ત્ર મારે છે; પ્રકાશ થાય છે, ને કમળા સહિત મોહાસુર નીચે આવે છે. ]

**મોહાસુર**—અરે અલ્પ આયુષ્યના ધણી, વાટે જતાં વૈર શા માટે બાંધે છે ? જાણી જોઇને શા સારૂ અગ્નિમાં પ્રવેશ કરે છે ?

**ચૈતન્ય**—અરે ચાંડાળ, જો જીવ્યાનો ખપ કરતો હોઉં તો આ બાળાને મૂકી દઇ ચાલતો થા.

**મોહાસુર**—અરે પામર, તારા જેવાતો મેં અનેક માંકણો મસળી નાંખ્યા છે. સિંહના મુખમાંથી ભક્ષ છોડાવવાને શિયાળનું શું ગજું છે. ( કમળા એક કોરે ઉભી ઉભી ધ્રૂજે છે. )

**ચૈતન્ય**—શું ગજું છે ! લે જોઇ લે ગજું. ( સામ સામા યુદ્ધ કરે છે, ને મોહાસુર પડે છે. ) ચાલ એકતો સ્વધામ પહોંચ્યો, વળી તપાસ કરૂં કે કોઇ બીજો છે ! [ કમળાને ] બાળા, તમે ચિન્તા ન કરશો હું જોઇ આવું. ( તપાસ કરવા જાય છે. )

**કમળા**—( મોહાસુરને તરફડતો જોઇ ) લે મુઆ ચાંડાળ, તારી કરણી તુંજ ભોગવ. પરમેશ્વરે મને એક ઉપાધીથી મુક્ત કરી છે, પણ કદાચિત બીજીમાં ફસાઇશ તો શી વલે ! ( વિચાર કરી ) કાંઇ ચિન્તા નહિ. હું ક્ષત્રી પુત્રી છું. સંકટને સમયે ધીરજ રાખી ધર્મને સાચવવો એજ મનુષ્યનું કર્તવ્ય છે, પણ હા , મારા તન મનનો માલિક ચૈતન્ય અત્યારે ક્યાં હશે ? મારી આવી સ્થિતિ એને કોણ કહેશે ! હા ... ચૈતન્ય, ચૈતન્ય, ચૈતન્ય; તારા વિયોગનાં બાણ મને આરપાર ઉતરી ગયાં છે—

**શાર્દૂલ વિક્રિડીત છંદ.**

**વાગ્યાં બાણ વિયોગનાં હૃદયમાં સાલે ઉંડા અંગમાં,**
**જાગી જવાલ અનંગના અનળની કોને કહું વ્યંગમાં,**
**પીડે પ્રેમ કઠોર થઇ પળપળે, કોરે કુંણું કાળજું,**
**છાંયા રૂપ તણી સમાય રૂપમાં ચૈતન્ય ચિત્તે ભજું.**

**મોહાસુર**—( તરફડીઆં મારતો ) અરે હાય...મારા પાપે મનેજ ખાધો. હાથનાં કરેલાં હૈયેજ વાગ્યાં. આ જગતમાં "ખાડો ખોદે તે પડે" "અને વાવે તેવું લણે" એ કહેવત સત્યછે. હાય આ ઋષિપુત્રનાં બાણ મને રગે રગે સાલે છે; હું ધારતો હતો કે મહારાજા જ્ઞાનચંદ્રના મહેલમાં અગ્નિ મૂકાવ્યો તેથી તેમનો પુત્ર પ્રલય થઇ ગયો છે; ને હું અભય થયો છું; અમર થયો છું; પણ મારૂં ધાર્યું મારા મનમાં રહ્યું, ને "જેને રામ રાખે તેને કોઇ ન ચાખે" એ કહેવત પ્રમાણે તે જીવતો જણાયો છે, ને હું તેને મારનાર મરણને શરણ થઇ ધરણી ઉપર ઢળી પડ્યો છું. મને મારનાર કોઇ ઋષિ.પુત્ર નથી પણ નિશ્ચય મહારાજા જ્ઞાનચંદ્રનો પુત્ર પ્રભુએ હયાત રાખ્યો છે. આ પાપીને પાપની બરાબર સજા... થ ... ઇ ... છે. ( મર્ણ પામે છે. )

**કમળા**—આ પાપી અસુરને મારનાર કોઇ રાજવંશી ક્ષત્રીપુત્ર છે, એવું તેના અંતઃકાળના ઉદ્‌ગાર પરથી જણાઇ આવ્યું છે. હે જગદીશ્વર, હું તારે શરણે છું. ( ચૈતન્ય આવે છે. )

**ચૈતન્ય**—રાજકુમારી હવે તમે નિર્ભય થયાં છો. તમારૂં હરણ કરનાર પાપી અસુરને મેં પરમાત્માની હજુરમાં પહોંચાડી દીધો છે. ગભરાશો નહિ.

**કમળા**—( સ્વગત ) અરે ! આતો મારો હૃદય વલ્લભ ! ! ( પ્રગટ ) કોણ ચૈતન્ય મુની ?

**ચૈતન્ય**—હા. કોણ કમળા ? [ બંને ભેટી પડે છે. ]

**કમળા અને ચૈતન્ય**— **ગાયન.**

આહા આજે ઘટા ઘન ઘોર થઇ,
વાવા, આકાશે વિજળી ચળકી રહી;
આહા મધુર મોગરો મ્હેકે છે,
વા, વા, વાએ શું કદળીલ્હેકે છે;
રાતે સૂરજ ઉગીયો દિવસે ચંદ્ર પ્રકાશ,
વૃષા વિના વૃષ્ટી થઇ ચંદની છાંઈઅમાસ;
આજ પાંખો શું પ્રેમને આવી છે,
ચંદ્રરાજે ચકોરી રીઝાવી છે;
મેઘરાજે મયુરી મનાવી છે રે,
રૂડી સુખની સરીતા રેલાવી છે રે,
મને પ્રીતિના રંગમાં ભીંજાવી છે રે—આહા૦

**કમળા**—આહા ! અત્યારે હું સંકષ્ટના પંથે સુખની ધર્મશાળામાં વિરામ લઉં છું.

**સોરઠો.**

**ભલે ઉગ્યો તું ભાણ, કરવા પ્રફુલિત કંજને,**
**પેખીને પ્રિયપ્રાણ, નવિન જીવન જડને મળ્યું.**

**ચૈતન્ય**—વાહ અલબેલી, આજે તો આનંદનો સાગર રેલ્યો છે,

**સોરઠો.**

**માગશે કમળ સુવાસ, આશાએ અલિ જીવતો,**
**પ્રભુએ પૂરી આશ, રસની રેલમ છેલ છે.**

**કમળા**—અલબેલા તમારી વાણીમાંજ વશીકરણ ભર્યું છે.

**ચૈતન્ય**—મધુરી, તારા મુખમાંજ મોહની છે.

**હરિગીત છંદ.**

**સુંદર સરોવર સુંદરીતું પ્રેમનું પરિપૂર્ણ છે,**
**મુકતા અમુલ્ય જુકતા ગુણો, અગણિત દુખના ચુર્ણ છે;**
**લલચાય મન આ હંસનું આરે ઉભો આશા ભર્યો.**
**ઉદાર થઇ પક્ષી તૃષ્યાને તૃપ્ત તન મનથી કરો.**

**કમળા**—માલિકને માગવાપણું હોયજ નહિ છતાં, માગો છો ત્યારે આગલી સરતો પાળવી પડશે.

### હરિગીત છંદ.

**ભોગી સરોવરના ભલા લોભી લલિત મુકતા તણા,**
**શોભા વધારણ હાર ગુણ ભંડારનાં લઉં ભામણાં;**
**રાખું સદા મુજપાસ કુંદન પાંજરૂં ઉરમાં કરી,**
**ઉડીને અલગ થાવા તણી પ્રિય આશ નવ ધરશો જરી.**

**ચૈતન્ય**—મારે કબૂલ છે. પછી કાંઇ ?

**કમળા**—વાહ વાહ! હૃદયવલ્લભ, તમે મને પ્રેમાધિકારી કરી. હવે મને પ્રેમનો મંત્ર ભણાવો.

**ચૈતન્ય**—પ્રેમીલી તું તો પ્રેમની પાઠશાળામાં પાસ થઇ છું. પ્રેમની પોથી તારી જીહ્વાગ્રે છે. નવોઢા, તમે મને મોહની મંત્રથી આધીન કરી લીધો છે, માટે તમારે કાંઇ નવું નવું શિખવવું જોઇએ.

**કમળા**—નવું નવું શું ?

**ચૈતન્ય**—તમે જે જાણો છો તે.

**કમળા**—હું તો હજુ આજેજ તમારી પ્રેમશાળામાં પ્રવેશ કરૂં છું, માટે તમે ભણાવો.

**ચૈતન્ય**—રસિકા, નવું શીખવાનું તો રમણી રત્ન પાસેજ હોય છે. તમારી નવીન અવસ્થામાં તમારા નવલ હૃદયમાંથી જે નવલ નવાઇઓ ઉભરાઇ જાય છે; તે નરને શિક્ષણરૂપ છે, પરન્તુ તે નવાઇઓ શિખવતાં નવલસુંદરીઓ શરમાય છે; તે શરમાશો નહિ.

**કમળા**—નવલ નવાઇઓના ગુપ્તભેદ ભોગી ભમરા જાણી લઇ, સુંદરીઓને શરમાવે છે; ને સતાવે છે.

**ચૈતન્ય**—કમલિની પણ કઠોર થઇ ભોળા ભ્રમરને પ્રેમપાસમાં લલચાવી દે છે; પરાગરાગ પાઇ ઘેલો કરે છે, ને આખી રાત કેદ કરી રાખે છે.

**કમળા**—ત્યારે પ્રેમઘેલા ભ્રમર, તમને પણ આખી રાતનો ઉજાગરો છે માટે જરા આરામ લ્યો.

**ચૈતન્ય**—જે હેતુ તમારા નેત્રનો છે તેજ હેતુ મારા નેત્રનો છે; હવે નિદ્રા શી રીતે આવે ?

**કમળા**—હા, ત્યારે મારો ભાગ્યભાનુ ઉદય થશે.

**ચૈતન્ય**—હજુ વાર છે, થોડી રાત છે.

**કમળા**—અરે, રાત શું, પ્રભાત છે, વિયોગ નિશાકર નિસ્તેજ થઇ પાછો ફરે છે.

**ચૈતન્ય**—પ્રેમરૂપી કુકડા બોલ્યા.

**કમળા**—મનરૂપી મદગળ ડોલ્યા.

**ચૈતન્ય**--વાહ મૃગલોચની, તેં મને સુભાગી બનાવી દીધો, કૃતાર્થ કર્યો; તુંજ પ્રભાકર છે.

**કમળા**--હા...ઘેલી ચકોરીને ચંદ્ર મળ્યો, વિયોગી કમળને સૂર્યનાં દર્શન થયાં; ક્ષુધાતુરને ભોજન મળ્યું; અને ત્રષ્યાતુરને નીર મળ્યું.

**ચૈતન્ય**--શ્રમિતને શિતળ છાયા મળી. જુગને જુગતું થયું.

**કમળા**—હૃદયચંદ્ર, આ ચકોરી તમારા દર્શનથી જ સુખ પામશે. વિજળી વાદળમાંજ સમાશે, અને નાગરવેલ ચંપેજ વીંટાઇ જશે.

**કમળા અને ચૈતન્ય**— ગાયન.

રસિયા રસ લોભી રાતારે, ભોગી હો ભમરા,
વસિયા મનમોહન માતારે, ભોગી હો ભમરા;
ચટકે ચેતન અવનવું, પામી એળ પ્રકાશ,
ભમરી થઈ પાછળ ભમે, પ્રિતમ રાખો પાસ;
લટકે લલચાવી લાલા, નયને નચાવીરે,
તલસાવો શાને વાલા, બળતી બચાવીરે,
નાંખી ભુરકી હૃદયમાં ઠસીયા–હો રસિયા રસ૦
સુંદર સરવર પર ખીલ્યાં અંબુજ અતિ અમુલ્ય.
લ્હેકે કનકતણી લતા, ભમરો ખાયજ ભૂલ;
વાડી વશીકરણી વ્હાલી ખીલી રૂપાળીરે,
જોબનની ઝુકી ડાળી લીલી રસાળીરે;
મારી મોહ કટારી હસીઆ–હો રસિયા રસ૦

( પડદો ઉપડે છે. )

---

# પ્રવેશ ૬ ઠો.

---

**સ્થળ**—દક્ષરાજનો રાજમહેલ.

**પાત્રો**—દક્ષરાજ, પ્રધાન, સૈન્યાધિપતિ, સાવિત્રી, દાસીઓ, દ્વારપાલ, કમળા, ચૈતન્ય અને રાજગુરૂ.

**દક્ષરાજ**—હા દૈવ તું કેટલો પ્રબળ છે! જે બનાવનો સ્વપ્નમાં પણ સંભવ નહોતો તે બનાવ તેં મારી નજરે ખડો કર્યો! શિવ,! શિવ! શિવ,—

**ભુજંગીછંદ.**

**ઘડીમાં હસાવે, ઘડીમાં ફસાવે,**
**ઘડીમાં ઘડીને, નવા રંગ લાવે;**
**ફુલે માનવી ના શકે કોય ફાવી,**
**ભજાવે ભલા વેશ તું નિત્ય ભાવી.**

**પ્રધાન**— ( નમન કરી ) મહારાજ, જેમ અર્કને ઘેર અંધારૂં, ઇંદ્રને ઘેર ઉણપ, અને કુબેરને ઘેર દારિદ્ર હોતા નથી; તેમ આપના દરબારમાં શોક અને શત્રુ સમાતા નથી; તેમ છતાં આજે આપના કમળવદન ઉપર શોકની છાંયા છવાઇ રહી છે તેનું શું કારણ છે ?

**દક્ષરાજ**—પ્રધાનજી, જેમ ભીના વસ્ત્રમાંથી પાણી, પડીકામાંથી કપૂર અને શીશીમાંથી અત્તર ઉડી જાય છે, તેમ અલૌકિક રીતે રાજકન્યા કમળાદેવીનું આજ રાત્રીએ હરણ થયું છે; તેથી હું શોક સાગરમાં ડુબી ગયો છું. હા ! ! જેના લગ્નોત્સવની હું તૈયારીમાં હતો, તે મને એકાએક દુઃખમાં દાટી ગઇ; અરે ! તેની નાની બ્હેન લક્ષ્મી સંસારનો અણગમો કરી જંગલમાં તપ કરવા ચાલી ગઇ. હવે મારા હાથમાં કાંઇ ન રહ્યું. પારકી થાપણુ તસ્કર લઇ ગયો; મનના મનોરથ મનમાં રહ્યા; ઉછેર્યું પાછેર્યું પાણીમાં ગયું. ઘમ્યું સોનું ધુળમાં ગયું. કાત્યું પીંજ્યું કપાસ થયું. હવે હું શું કરૂં ? શિવ, શિવ, શિવ.

**સૈન્યાધિપતિ**—મહારાજા, આતો ગજબની વાત છે ! કુંવરીની સેવામાં હજારો દાસ દાસીઓ હાજર હતાં, મહેલની પાછળ ઉઘાડી તરવારે હજારો રક્ષક રક્ષા કરતા હતા, છતાં કોઇના જાણુવામાં ન આવ્યું એ નવાઇની વાત છે. શું પૃથ્વી ગળી ગઇ ? આકાશ ઉપાડી ગયું ? વાયુ હરણ કરી ગયો ? થયું શું ? જાય કયાં !

**દક્ષરાજ**—જે થયું તે થયું, પણ અત્યારે તો મેં નાકને નાણું બેય ખોયાં છે.

**પ્રધાનજી**—મહારાજ, કુંવરીશ્રીના મહેલમાં વગર આજ્ઞાએ પ્રવેશ કરવાને વાયુ પણુ અસમર્થ છે; તો મનુષ્યનું શું ગજું ? માટે હું તો ધારૂં છું કે એ કામ કોઇ દેવદાનવનું છે.

**દક્ષરાજ**—તમારી કલ્પના સત્ય છે. હું પણુ એમજ ધારૂં છું. પણુ તે કોણુ એ જ્યાંસુધી જાણુવામાં નથી આવ્યું, ત્યાં સુધી હું નિરૂપાય છું; પરન્તુ એકવાર જો જાણુ પડે તો ઇંદ્ર કે યમરાજ જેવાને પણુ તેની કરણીનો બદલો આપવાને સમર્થ છું. ( સાવિત્રી આવે છે. )

**સાવિત્રી**--પ્રાણનાથ મારી વ્હાલી પુત્રીનો પત્તો લાગ્યો? હાય! એ ક્યાં ગઇ? હવે હું શું કરૂં? કમળા, કમળા, તારૂં મુખાર્વિંદ હું ક્યારે જોઇશ? અરે લગ્નોત્સવની તૈયારીમાં આ વિઘ્ન કયાંથી આવ્યું? અરે મારા હર્ષની હાણ કોણે કરી! પ્રાણનાથ, કહો ના કહો પણ એ કામ કોઇ દેત્ય દાનવનું છે; માનો ન માનો પણ કોઇ દૈત્ય હરણ કરી ગયો છે.

**દક્ષરાજ**—પ્રિયા, જે હશે તેને હું પાતાળમાંથી શોધી કાઢીશ, પણ તમે રૂદન કરશો નહિ. [ દ્વારપાલ પ્રવેશે છે. ]

**દ્વારપાલ**— ( નમન કરીને ) મહારાજ, ચિન્તાનો ત્યાગ કરો. કોઈ એક ઋષિપુત્ર રાજકુંવરી કમળાદેવીને લઇ મહેલમાં પધારે છે. ( બધા પરિજનો આતુર થઇ દ્વાર ભણી જુએ છે. )

**દક્ષરાજ**-- [ કમળાને જોઈ પ્રસન્ન થતો ] વાહ, વાહ વિશ્વપતિ હું તારો આભાર માનું છું. [ દ્વારપાલને ] લે આ વધામણીનું ઇનામ [ કંઠો કાઢી બક્ષિસ કરે છે. ]

**સાવિત્રી**—પ્રાણનાથ, કયાં છે મારી કમળા ? [ કમળા પ્રવેશે છે. ]

**કમળા**--માતાજી, હું આ આવી. ( કહી ભેટે છે. )

**દક્ષરાજ**—પુત્રી કમળા અમે તારીજ ચિન્તા કરતા હતા.

**કમળા**—[ પ્રણામ કરી ] પિતાજી, જગતમાં લીંબડા સમાન છાયા નથી, બ્રાહ્મણ સમાન કાયા નથી, અને માબાપ સમાન માયા નથી. તમને મારી ચિન્તા ન થાય ત્યારે કોને થાય ?

**દક્ષરાજ**—( ચૈતન્યને ) પધારો મુનિરાજ પધારો, બિરાજો આ આસન ઉપર.

**ચૈતન્ય**— [ વિનયથી ] 'મહારાજાનો જય થાઓ.

**દક્ષરાજ**—પુત્રી કમળા તું કયાં હતી? કેવી રીતે ગઈ હતી? કોઇ લઈ ગયું હતું? અને આ ઋષિપુત્રનો સંગાથ તને કયાંથી અને કેવી રીતે થયો હતો તે યથાસ્થિત કહે.

**કમળા**--પિતાજી, હું રાત્રીએ મારા શયનભુવનમાં સખીયો સાથે સુતી હતી, ત્યાંથી મને કોણ અને કેવી રીતે ઉપાડી લઇ ગયું તે કાંઇ જાણવામાં આવ્યું નહિ; પરંતુ આકાશ માર્ગે જ્યારે રસ્તામાં જાગૃત થઇ ત્યારે એક વિકાળ અસુર મારા જોવામાં આવ્યો; મારા હોશકોશ ઉડી ગયા; અને મેં છાતીફાટ રૂદન કરવા માંડયું.

**ચૈતન્ય**—મહારાજ એ પછીની હકીકત રાજકુંવરીને માલમ નહિ હોય તેથી આજ્ઞા હોય તો હું નિવેદન કરૂં,

**દક્ષરાજ**—[ સ્વગત ) આ કોઇ ચીંથરે વીંટાએલું રત્ન જણાય છે, જેમ રાખમાં ભારેલો અગ્નિ, વાદળથી વીંટાએલો સૂર્ય અને રાહુએ ઘેરેલો ચંદ્ર છુપાયા રહેતા નથી, તેમ આ તેજસ્વી કુમાર પણ વિપત્તિથી ઘેરાએલો છતાં કોઇ શુરવીર છે એમ જણાઇ આવે છે. આહા, એ જો, નારદમુનિયે બતાવેલો ચૈતન્ય હોય તો હું કેવો ભાગ્યશાળી ! [ પ્રગટ ] કહો સુખેથી કહો.

**ચૈતન્ય**—હું મારી પર્ણકુટીમાં સુતો હતો; એટલામાં "રક્ષણ કરો, રક્ષણ કરો" એવો અવાજ સાંભળવામાં આવ્યો. બહાર આવીને જોયું તો તે અવાજ આકાશમાંથી આવતો જણાયો. મેં મારૂં દિવ્યાસ્ત્ર મારી પ્રકાશ કર્યો તો એક વિકાળ રાક્ષસ આ બાળાને લઇ આકાશમાર્ગે જતો દીઠો. તેને બીજા બાણે નીચે પાડી આ બાળાને મુક્ત કરી. રાક્ષસ થોડીવાર તરફડીયાં મારી મરણ પામ્યો; અને હું આ બાળાને લઇ આપની પાસે મૂકવા આવ્યો.

**દક્ષરાજ**—ધન્ય છે,ઋષિકુમાર, ધન્ય છે તમને. તમે મને આભારી કર્યો છે. આપનું નામ શું ? અને આપ કોના પુત્ર છો તે કહો.

**ચૈતન્ય**—મહારાજ મારૂં નામ ચૈતન્યછે, ને હું ઁઆમકાર ઋષિનો પુત્ર છું.

**દક્ષરાજ**—( સાનંદાશ્ચર્યથી ) વાહ, વાહ, ! ધન્ય ઘડી ! ધન્ય દિવસ ! આજે મારી આશા ઇશ્વરે સફળ કરી છે. આહા ! કમળા, તું પૂર્ણ ભાગ્યશાળી છું. તને પૂરમાં તણાતા રત્નનું ભરેલું વહાણ મળ્યું. વિપત્તિના શિખર પર સંપત્તિનો ભંડાર મળ્યો. ( રાણીને ) પ્રિયા, આતો નારદજીએ બતાવ્યા હતા, તેજ ચૈતન્ય મુનિ પોતે છે; તેમણે આપણી કમળાનું રક્ષણ કરી આપણને આભારી કર્યા છે.

**સાવિત્રી**—વાહવાહ ! પ્રાણનાથ; ઘણો ઉત્તમ યોગ મળ્યો. હવે આપણી કમળા તેમને અર્પણ કરી કૃતાર્થ થાઓ.

**દક્ષરાજ**—મુનિરાજ, આ મારી પુત્રી કમળા દેવી, જેનું આપે રક્ષણ કરી જીવતદાન આપ્યું છે, તેને આજથી નિરંતર તમારા રક્ષણમાં સોંપી હું કૃતાર્થ થાઉંછું તે સ્વીકારો.

**ચૈતન્ય**—મહારાજ હું ઉપકારની સાથે આપની આજ્ઞા માથે ચઢાવું છું. ( દક્ષરાજ કમળાનો હાથ ચૈતન્યના હાથમાં આપેછે. )

**દક્ષરાજ**—પરમાત્મા આ પ્રેમી જોડાને સુખી કરો.

( ટેબ્લો. )

# પ્રવેશ ૭ મો.

**સ્થળ**-જંગલ.

**પાત્રો**—નિષ્કુળ અને અમીધર.

**નિષ્કુળ**—(સ્વગત ચમકીને) [આવીને પલાંઠી વાળીને એક વૃક્ષ નીચે તપ કરવા બેઠેલો છે; એવામાં એક બગલી તેના પર વિષ્ટા કરેછે તેથી એકદમ જાગૃત થાય છે; અને ચમકે છે. ]

( ચમકીને ) અરે આશું ? આવી મલિન વિષ્ટા મારા શરીર ઉપર કોણે નાંખી ? મારા તપમાં ભંગ પાડનાર એવું અધમ કોણ આવ્યું ? ( ઉંચુ જોઇ બગલીને દેખી ) અરે ! આ દુષ્ટ બગલીનુંજ એ કામછે. ( ક્રોધમાં બગલીને ) દુષ્ટ બગલી તેં મને અપવિત્ર કર્યો ! મારા જેવા મહાન તપસ્વીનું અપમાન કરી તુ અપરાધી થઇ છું; તેથી તને શાપ આપુંછું કે તું બળીને ભસ્મ થઇ જા. ( બોલતાની સાથે ભડકો થઇ બગલી હેઠે પડેછે.)ઓહો ! મારા શાપથી બગલી બળી ગઇ ! જેમ હીરો પોતાનું મુલ જાણતો નથી, પુષ્પને પોતાની વાસનાની ખબર નથી, અને અગ્નિને પોતાની ઉષ્ણતા માલમ નથી, તેમ મને પણ આજ સુધી મારી શક્તિની ખબર નહોતી, તે આજે આ પક્ષીના યોગે માલમ પડી આવી; આહા ! હું તો હવે દુનિયાનો મોટો દેવ થયો; ઘર છોડી વનમાં આવ્યો, માત પિતાને તથા સ્ત્રીને રઝળતી મૂકી; તે સર્વ પ્રમાણ થઇ ગયું. હવે વિશ્વામિત્ર, પરશુરામ તથા દુર્વાસા ઓ મારામાં કાંઇ ભેદ રહ્યો નથી. વાહવાહ ! મારૂં તપ સિદ્ધ થયું. બસ. હવે તો—:

**મનહર છંદ**

**રૂપૈયાનું રવાશેર સૃષ્ટીમાં હું સોનું કરૂં,**
**ચાંદીની ચણાવું ભીંતો ચાલે કામ ચૂનાનું;**
**ઝાડે વાડે લુગડાં ઉતારૂં જેવાં જોઇએ તેવાં,**
**વાસણ કઢાવું પા'ડમાંથી કામ પુનાનું;**
**સાગર બનાવું આખા દધિ ઘૃત દૂધ કેરા,**
**અન્ન ઉપજાવું કાળે ઉનાળે નમુનાનું;**
**સાકર બનાવું ખારા પાટમાં અધિક થોકે**
**ઘેર ઘેર આપું જળ જાહાંનવી જમુનાનું.**

( એટલામાં તેનો કાકો અમીધર તેને શોધતો શોધતો ત્યાં આવેછે તે

જોઇને ) અરે ! કોણ આવે છે? જાઓ દૂર જાઓ. હું સર્વ સંસારનો ત્યાગ કરીને આવ્યો છું; તો પણ શા-સારૂ આવ્યા છો ?

અમીધર—( સ્વગત ) અરે ! આ અકરમીતો અહીં ઢોંગ મચાવી બેઠો છે. હું એને શોધતાં શોધતાં થાકીને મરી ગયો, ને એતો રાજાનો રાજા ને મહારાજાનો મહારાજા બનીને બેઠો છે. તપસ્વી થયો છે. (પ્રગટ) અરે નિષ્કુળ, નિષ્કુળ તું અહીં કયાંથી ? આ શું કરવા બેઠો છું ? અભાગીઆ, તારાં માંદાં માબાપ તારા વિના ટળવળીને મરી જાય છે. સ્ત્રી અન્ન પાણી લેતી નથી, ને તું અહીં લંગોટી વાળીને બેઠો છું ! અરે ! તને આ શું સૂઝયું ? મૂર્ખ, પેટતો જ્યાં જઇશ ત્યાં નહિ છોડે; માટે ઘેર ચાલ.

**નિષ્કુળ**—મારે ઘેર નથી આવવું. મા, બાપ, ભાઇ, ભાન્ડુ અને સ્ત્રી સહિત સર્વ સગાં સ્વાર્થનાં છે. તે બધાંયની વેઠ કરનારો વેઠીઓ મારે નથી થવું. અત્યારે તમે મારા કાકા નથી, ને હુ તમારો ભત્રિજો નથી; માટે જાઓ. ચાલ્યા જાઓ.

**અમીધર**—ચાલ ચાલ, ભાઇ ઘેર ચાલ, હું તને ઘેર તેડી જઇ ભણવા ગણવાનું કે રળવા ખપવાનું નહિ કહું; જોને ઘેર સૌ અન્નપાણીની આખડી લઇને બેઠાં છે.

**નિષ્કુળ**—તેમનું ફાવે તેમ થાઓ; તેની મારે પંચાત નથી.

**અમીધર**—અરે તું જ્ઞાનમાં ગળી ગયો છું તે તો હું જાણું છું ઉઠ, ઉઠ, ઝટ ઉઠ.

**નિષ્કુળ**—માઝા મૂકીને વધારે બોલશો તો શાપ દઇશ. જુઓ આ બગલીની વલે તે તમારી વલે થશે. તપસ્વી, રાજા, અને બુદ્ધિવાનને જે નાના ગણે તે અજ્ઞાન છે.

**અમીધર**—( સ્વગત ) આતો વાત વંઠી. ભાઇ તો હવામાં ચઢયા ( પ્રગટ) દાંભિક તું તારા ક્રોધને બાળી શકતો નથી તો મને શું બાળવાનો હતો ? આમ જટા વધારીને બેસવું હતું ત્યારે પરણવુંજ નહોતું. પાપી, તારાં માત પિતાએ તને દુઃખ વેઠીને ઉછેર્યો, તે શું આવું કરવાને ! તેમની સેવા ચાકરીને સમયે સાધુ થઇ બેઠો, તે શું સાધુ ગણાઇશ ? મૂર્ખ તેં શું સાધ્યું ? પરમાત્મા શું તારા જેવો મૂર્ખ છે? કે તારા જેવા દાંભિકથી ઠગાશે ? ઘેર આવીને ધંધે વળગો. બે પૈસા રળો ખપો, કુટુંબને પાળો; અને વધે તો નીતિમાં રહી ધર્મદાન કરો, એથી ઇશ્વર પ્રસન્ન થશે.

**નિષ્કુળ**—જાઓ, જાઓ, રસ્તે જાઓ, મારે તમારો ઉપદેશ નથી જોઇતો.

**અમીધર**—અરે ઘેલા, નકામો વગડો શું કરવા વેઠે છે? હજુ તને આચાર વિચારનું ભાન નથી; યોગ ક્રિયાનુ જ્ઞાન નથી; સત્ય, દયા, શાન્તિ, નીતિ, ન્યાય અને પરોપકાર વૃતિનો તારામાં અંશ નથી; ચતુરાશ્રમના ધર્મ પ્રમાણે યોગ્ય અધિકારી થયો નથી. કર્ત્તા કોણ છે, કેવો છે, કયાં રહે છે, ને કેવા વર્ત્તનથી પ્રસન્ન થાય છે. તેનું તને પિછાન નથી, આમ કેવળ થાકયાના ગાડ઼ કરીને અહીં આવ્યો છું તેથી શી ફળ પ્રાપ્તિ થવાની છે માટે ઉઠ બાઇ ઉઠ ઘેર ચાલ્ય વાઘ વરૂ આવશે તો ફાડી ખાશે.

**નિષ્કુળ**—હું જીવની દરકાર કરતો નથી.

**અમીધર**—( રીસ ચઢાવીને ) મુર્ખ છોકરા, તું વાર્યું નહિ કરે, તો હાર્યું કરીશ. ( તમાચો ઉગામીને ) ચાલ. સીધો આવે છે કે તમાચો લગાવી દઉં ?

**નિષ્કુળ** ( સામોથઇ ) લે લગાવ જોઇએ ? ( ચીપીઓ લઇ સામો ધસે છે અને અમીધર પાછો ખશે છે. ]

**અમીધર**—( સ્વગત ) હવે હદ થઇ ! નેત્રનાં પાણી મોભેચઢયાં ! એ પાણીએ મગ ચઢવાના નથી; માટે ચાલ જીવ હવે એ નિરઅંકુશને સતાવવામાં સાર નથી. ( પ્રગટ ) જા મેર ખાડામાં પડ. ન આવે તો મારા બાપ પાસે જા. ( જાય છે. )

**નિષ્કુળ**—( હસતો હસતો ] આહા ! અમીધર પણ તપના પ્રભાવથીજ ડરીને ચાલતો થયો. ખેર ! પાપ ગયુ ! હવે તો ક્ષુધા લાગી છે; માટે ચાલ કોઇ ગૃહસ્થને ઘેર જઈ ભિક્ષા માગી લાવું. [ જાય છે. )

( પડદો ઉપડે છે. )

---

# પ્રવેશ ૮ મો.

---

**સ્થળ**—તપોવનમાં ચૈતન્યનો આશ્રમ.

**પાત્રો**—કમળા, વિજયા, ચૈતન્ય, અને નિષ્કુળ.

**કમળા અને વિજયા— ગાયન.**

**સતીને સુખદ પતિની છાંયા, જીવન જીવ કામની કાયા,**
**જેવી જળચર જળની માયા, સ્નેહી સારસડાં સંધાયાં;**

એમ હીરો દીપે પ્રભાની સાથ—૦

ચક્ષુ થાય એકઠાં ચારે, સુખનો સાગર ઉલટે ત્યારે;
પ્રેમ ભુવનમાં પ્રેમ પધારે, વાહા રસિયા રહે હૃદે રળિયાત,
ઉણપ રહે નહિ અંતરમાં, ભેદે ભેદ નહિ ભીંતરમાં—૦
જ્યાં પ્રેમ, ત્યાં નહિ નેમ, કુશળ ક્ષેમ, જન પ્રેમી રમે,
મહા ગ્રીષ્મ ૠતુનો, તાપ પણ, ઉર ચક્રવાક તણે ગમે;
ચઢતાં પગથીઆં પ્રેમનાં, ટોચે ચઢી જન તગતગે,
જયકાર જસરસરાજનો, જગને જીવાડી ઝગઝગે.

**કમળા**—સખી વિજ્યા, હજુ હૃદયના હાર કેમ ન આવ્યા ?

**વિજયા**—બ્હેન હવે આવતાજ હશે. ચાલો આપણે આ પુષ્પ ક્યારામાંથી માગરાનાં પુષ્પો ચુંટી એક કુસુમમાળા તૈયાર કરીએ.

**કમળા**—હા, ચાલો બ્હેન ! તેટલામાં સ્વામીનાથ પધારશે.( કહીં પુષ્પો ચુંટે છે અને હાર બનાવે છે; )

**વિજયા**—( આવતા દેખી ) સખી જુઓ, જુઓ, પેલા મુનિશ્વર પધારે !

**કમળા**—[ હર્ષીત થઇ ] હા બ્હેન, એ તો એજ. સ્વામીનાથ પધાર્યા; આવ્યા, અલબેલા આવ્યા. [ વિજયા જાયછે; અને ચૈતન્યઆવે છે.] પધારો, પધારો, પ્રિયતમ, ક્યારના ક્યાં ગયા હતા ?

**કમળા અને ચૈતન**— ગાયન.

અલબેલડા આવો અરે આ વાટ જુએ અલબેલડી,
રસઘેલડા રિઝવો રસે રંગે રસી રસઘેલડી;
હાલી વિલાસનીવેલડી, શાણીસુધારસ શેલડી–અલબેલડા૦
ઘાયલ નેન કટારીથી કીધો,
મંત્રી મને મન મોહીની લીધો.
પ્રેમતણી પિચકારીયો છોડ રંગરે રંગ રસીકડી–અલબેલડા૦

**ચૈતન્ય**—કલ્યાણી, હું તપોવનમાંજ હતો; પણ તમારો મધુર સ્વર સાંભળીને જેમ મણીધર મોરલીના નાદથી; અને સારંગ સારંગીના સ્વરથી મોહ પામતા આવેછે તેમ હું પણ મોહ પામતો આવ્યો છું. કુરંગનયની જેમ ચુંબક લોહને, સુવાસ ભ્રમરને, દાતાર યાચકને, અને વાયુ વહાણને પોતાની તરફ ખેંચી જાયછે; તેમ તારો નિર્મળ પ્રેમ પણ

મારા મનને આકર્ષણ કરેછે; તેથી જ્યાં જ્યાં જાઉંછું ત્યાં ત્યાં જીવને અજંપોજ થાયછે. કેમકે—

સોરઠો.

**વ્હાલી તણો વિયોગ, દશા ત્રિદોષીની કરે.**
**હરે રસીલી રોગ, પ્રેમ પડીકે બેઠીને.**

**કમળા**—નાથ ત્યારે તમારા વિયોગે મારી ગતી કેવી થતી હશે? તે વિચાર કરો.

સોરઠો.

**વચમાં ધીકે આગ, આગળ પાછળ જળ ભર્યું,**
**દેખાડયાનો લાગ, જન પ્રેમીને ના જડે.**

જેમ કપુર મરીના વિના ટકી શકતું નથી; તેમ સ્વામીના વિયોગે સુન્દરીથી પણ રહેવાતું નથી, કેમકે—

સોરઠો.

**પ્રથમ કરીને પ્રીત, જળ પાખી દાદુર જીવે,**
**મચ્છની એહ ન રીત, પ્રાણ તજે પાણી વિના.**

જેમ કૃષિકારો વૃષ્ટાની, પ્રવાસિ વિશ્રામની, રોગી વૈદની, ચકોરી ચંદ્રોદયની, અને ચાતક સ્વાતિ બિંદુની વાટ જુએ છે; તેમ હું પણ આપની રાહ જોતી ઉભી છું.

**ચૈતન્ય**—ધન્ય છે તારા પ્રેમને. પ્રિયા, પૃથ્વીમાં પરમ તત્વ પ્રેમ છે; આ પંચ તત્વનાં પુતળાં એ છઠ્ઠાતત્વ વિના જડ સમાન છે. વ્હાલી, પ્રેમ ક્યાં વસેછે?

કમળા અને ચૈતન્ય— ગાયન.

ક્યાં પ્રેમ વસે, ક્યાં પ્રેમ વસે ક્યાં પ્રેમ વસે છે સુંદરી,
જ્યાં આંખ હશે મન ત્યાંહી ધસે, ત્યાં પ્રેમવસે વિશ્રામ કરી.
રે’છે પ્રેમ પ્રેમીના દલમાં, રે’છે ેમ કમલને જલમાં,
રે’છે પ્રેમ ફૂદામાં ફરતો, રે’છે પ્રેમ અંગારા ચરતો,
પાવક પવન સુમન વન ઘનમાં પ્રમ પ્રકાશ રહ્યો પ્રસરી. ક્યાં
પ્રેમી પ્રેમ પુરૂટને પરખે મઢે મણી મન નંગ જો,
જતન કરીને જાળવી રાખે અજબ પ્રીતિનો રંગજો;
શીખી ક્યાં ચતુરાઇ ચતુરા, કહે કઇ પોથીમાંહી રસિલિ,
કહે કઈ પોથી માંહી છબિલી, કહે કઇ પોથી માંહી રંગિલી,
પ્રેમરાજ મહારાજ બિરાજે મન મંદીરમાં નેહ ધરી—૦

**કમળા**—પ્રાણનાથ જેના હૃદય ગગનમાં પ્રેમરૂપી મેઘ ગર્જના કરે

છે તેજ હૃદય છે; બાકી પોલા કાષ્ટ છે, પ્રેમ લાવ્યો આવતો નથી; કાઢ્યો જતો નથી, દુશ્મનથી ડરતો નથી; શસ્ત્રથી મરતો નથી: ઢાંક્યો ઢંકાતો નથી, આંક્યો અંકાતો નથી, માગ્યો તાગ્યો મળતો નથી; પાવકમાં બળતો નથી, પાણીમાં ડુબતો નથી, પ્રેમ એ આ સંસારમાં એક અજબ તત્વ છે કેમકે—

**સોરઠો.**

**નહિ સાગર ન તલાવ, વિણ સલિલે સરિતા વહે,**
**ન્યારો પ્રેમ પ્રભાવ, દર્પણમાં ડુબી રહે.**

**ચૈતન્ય**—હા પ્રેમનો પ્રભાવ એવોજ છે; તે જાત ભાત જોતો નથી: નીચ ઉંચ નિહાળતો નથી. જ્યાં વળગ્યો ત્યાં વળગ્યો. અળગો કરવાને કોઇ સમર્થ નથી. પ્રેમ એજ પ્રગટ આત્મા છે; પરમાત્મા છે, શકિત છે; ભકિત છે, અને મુકિત છે.

**કમળા**—ત્યારે તમે પ્રેમ દેવીની ઉપાસના કરો.

**ચૈતન્ય**—હું એજ કરૂં છું; તું પોતેજ પ્રત્યક્ષ પ્રેમ દેવી છું.

**કમળા**—હું તો તમારી છાયા છું.

**ચૈતન્ય**—અરે છાયા નથી પણ કાયાછું; માયા છું, પ્રેમશાસ્ત્રની પ્રવિણ પંડિતા છું; માટે મને પ્રેમનું દ્વાર બતાવવાને માટે તુંજ યોગ્ય છું.

**કમળા**—વાહરે મારા પ્રેમના ઉપાસક પ્રિયતમ, આતે શું કહેવાય મનેજ વળગી પડો છો ! !

**ચૈતન્ય**—એતો જ્યાં વળગાતુ હોય ત્યાં વળગાય અને ત્યાંજ અર્થ સિદ્ધિ થાય. પ્રેમના ખરા ભેદ વિના પ્રેમને પંથે કોણ ચઢાવે ?

**કમળા**—તમે તો બોલ્યામાંજ બાંધી લ્યો છો. એશું ન્યાય છે ? તમે પ્રેમ શાસ્ત્રના સુજાણ શાસ્ત્રી થઇ મારી પાસે શીખવાની વાત કરો છો; એ તો હાંશી છે.

**ચૈતન્ય**—પ્રેમ શાસ્ત્રને પેદા કરનારી પ્રેમદા છે; પ્રિયા એજ પ્રેમનું મંદિર છે; પાત્ર છે; અને ગાત્ર પણ પ્રેમનું એજ છે.

કમળલોચની ! શું તમે નથી જાણતાં કે ભ્રમર કમળ પાસે ટળવળ્યાજ કરે, પણ તેને પરાગ રાગ આપી પ્રસન્ન કરવો એ કમળનાજ હાથમાં છે; બપૈયો મેઘને માટે આતુરતા જણાવ્યાજ કરે પણ તેને વૃષ્ટિથી સંતુષ્ટ કરવો એ મેઘમાળાનાજ હાથમાં છે; આંબો વસંત પાસે થન થન નાચ્યા કરે, પણ તેને ફળફુલથી સુશોભિત કરવો તે વસંતનાજ હાથમાં છે; ચકોર ચંદ્રરાજ પાસે તલસ્યાજ કરે ,પણ તેને સુધામૃતથી શાંત કરવો, એ ચંદ્રનાજ હાથમાં છે; તેમ પ્રેમાતુર પતિને પ્રેમને પંથે દોરવો, એ પ્રેમદાનાજ હાથમાં છે.

**કમળા**—વાહરે વ્હાલા, તમે તો મને આકાશમાં ચઢાવી દીધી. મારા જેવી ભોળી ભામનીને ભુરકી નાંખવામાં તમે પણ પૂરા પ્રવિણ જણાઓ છો. વારૂ લ્યો ત્યારે હું તમને ભણાવીશ, પણ લ્યો આ કુસુમમાળા ધારણ કરી મને કૃતાર્થ કરો. ( હાર પહેરાવે છે )

**ચૈતન્ય**—વાહ વાહ ચંદ્રવદની, તું તો પ્રેમનો પોટલો છું; આરામનો ઓટલો છું, અને કામણનો કોઠલો છું, રસિલી તેં મને આધીન કરી લીધો છેઃ—

**શિખરિણી છંદ.**

**કીધો આધીન ભદ્રે, ઉચરી મૃદુવાણી, રસભરી,**
**અદા હાવે ભાવે, તરૂણી મન લીધું તસકરી;**
**વિભૂતિ ભારીઆ કમલ દ્રગ માંહી રહી ઠરી,**
**કળા ક્યાંથી શીખી વશી કરણિ વ્હાલી વરવરી.**

**કમળા**— **ભુજંગી છંદ.**

ગુરૂના ગુરૂ દેવના દેવ દાતા,
સતીને શિરે છે પતિ સર્વજ્ઞાતા;
ભણાવી ભણી હું બધા ભેદ ભાવે;
રૂડા સુત્રધારો કૃપાત્રો નિભાવે.

પ્રિયતમ, જેમ ખેતીનું ફળ અનાજ, વ્યાપારનું ફળ લાભ, ઔષધિનું ફળ આરામ, અને વિજળીનું ફળ વરસાદ છે; તેમ પતિને આનંદ આપવો એ સન્નારીનું જીવનફળ છે. વ્હાલા, જેમ પંખીઓ કાચાં ફળ મુકી પાકાં ખાય છે, હંસ પાણી તજી પયનું પાન કરે છે, અને સુપડું કાંકરાને કાઢી કણનો સંગ્રહ કરે છે, તેમ આપ પણ મારા અવગુણને કોરે કરી, કેવળ ગુણ ઉપર જ નજર કરો છો; એ આપના અભિન્ન પ્રેમની નિશાની છે; અને આપની પ્રભુતાનું પ્રતિબિંબ છે. હવે આપ તપોવનમાંથી શ્રમિત થઈ આવ્યા છો; માટે આ કુસુમ શય્યામાં આરામ લ્યો. હું તમારા ચર્ણ તળાંસું છું. [ ચૈતન્ય સૂઈ રહે છે અને કમળા પગ ચાંપે છે. ]

**ચૈતન્ય**—[ સુતો સુતો ] આહા ! હૃદય રમણી તુંજ આ દુનિયાનું તત્વ છે; તુંજ સર્વ સતિઓનું સત્વ છે, અને તુંજ ઠરવાનો ઠામ છે. વ્હાલી તું તો સાક્ષાત સુખનું સરોવર છે, તારા વદન કમળમાંથી નીકળતાં વચન રૂપી મુકતા આ હંસ આરોગીને આનંદ પામે છે.

**કમળા**—હૃદયવલ્લભ જેમ દહીં, માંખણુ અને ઘી, દૂધમાં સમાએલાં છે; ફળ ફુલ, પત્ર અને વૃક્ષ બીજમાં સમાએલાં છે; શાસ્ત્ર પુરાણુ શ્રુતિ અને ઉપનિષદો વેદમાં સમાએલાં છે; અને ગોળ, ખાંડ ને સાકર જેમ શેરડીમાં સમાયેલાં છે તેમ સ્ત્રિયોનાં સર્વ ધર્મ, કર્મ અને સદ્ગુણ એક સ્વામિની સેવામાં સમાએલાં છે.

**ચૈતન્ય**—વાહ વાહ વ્હાલી ધન્ય છે તારા વિચારને ! જેમ પુનમનો ચંદ્ર, આંબા ઉપર પાકેલી શાખ, અગ્નિમાં તપાવેલું સુવર્ણ, અને તાવેલું ઘી પોતાપણામાં સંપૂર્ણ છે; તેમ તું પણ સર્વ ગુણ વડે સંપૂર્ણ છે.

**કમળા**—પ્રાણનાથ આપની કૃપા એજ અમારી પૂર્ણતા; આપની દયા એજ અમારૂં ડહાપણ; અને આપનો પ્રેમભાવ એજ અમારો નિભાવ, એજ અમારૂં સ્વરૂપ, અને એજ અમારી સારાશ છે.

( એમ કહેતામાં ચૈતન્ય નિદ્રાવશ થાય છે; કમળા પગ ચાંપ્યા કરે છે; એટલામાં તેને ત્રિકાળજ્ઞાનથી ખબર પડે છે કે એની નાની બ્હેન લક્ષ્મી જે વનમાં તપ કરે છે ત્યાં દાવાનળ અગ્નિ લાગ્યો છે તેથી ચમકીને ) અરે, અરે આ શું ! ! ! મારી વ્હાલી બ્હેન લક્ષ્મી જ્યાં તપ કરે છે, ત્યાં પ્રલય કાળનો અગ્નિ પ્રગટ થયો છે; અરે અનંત પશુ પક્ષી આકાશમાંથી તરફડી તરફડીને હેઠાં પડે છે અને ભસ્મ થઇ જાય છે. હા...મારી વ્હાલી બ્હેન પણ બળીને ભસ્મ થઇ જશે ! હે પરમાત્મા તેને તપમાં કશું ભાન નથી; અને અગ્નિ એના ઉપર ધસતો જાય છે. હે દયાનિધિ તમે તેનું રક્ષણ કરજો. [ એટલામાં નિષ્કુળ આવે છે ]

**નિષ્કુળ—ભિક્ષાન્ દેહી.** ( કહી ઉભો રહે છે. )

**કમળા**—[ વિમાસણ કરતી ] અરે અવિનાશી, હવે હું શું કરૂં ? આંગણે અતિથિ ઉભા છે; અને પણે ભગિનીના વનમાં દવ લાગ્યો છે; બન્ને કાર્ય અગત્યનાં છે; અત્યારે હું નિદ્રાવશ થએલા પતિના ચર્ણ ચાંપું છું; તેથી આજ્ઞા વિના ઉઠાય તેમ નથી; હે જગદીશ્વર, હવે શી વલે ! હમણા આંગણે ઉભેલો અતિથિ અન્નવિહીન પાછો ફરશે, લક્ષ્મી બળીને ભસ્મ થઇ જશે, આતો ધર્મ સંકટ આવ્યું ! હે પ્રભુ, હવે હું શું કરૂં ? [ વિચાર કરી ] ખેર જે થવાનું હશે તે થશે પણ સ્ત્રીને પતિની આજ્ઞા વિના કાંઇ કરવાનું નથી તે નથીજ. અબરખ જેમ અગ્નિમાં બળતો નથી, કાષ્ટ જેમ પાણીમાં ડુબતું નથી, પાષાણુ જેમ પવનમાં ઉડતો નથી; સમુદ્ર જેમ વૃષાકાળમાં ઉભરાતો નથી; અને અંતરવેલ જેમ ગ્રીષ્મ સમયમાં

સુકાતી નથી; તેમ સતિ સ્ત્રીઓ પણ સંકટમાં ધિરતા છોડતી નથી, ચળતી નથી.

આ તો શું? પણ કદાચિત ઉત્તરમાંથી કેશરી આવે; દક્ષિણમાંથી દાવાનળ જાગે, પુર્વમાંથી મહોન્મત્ત મેગળ મારતો આવે અને પશ્ચિમમાંથી મહાસાગર માઝા મૂકી રેલાતો આવે; અગર એ ચારે બનાવો એકજ પ્રસંગે બને તોપણ પતિવ્રતા સ્ત્રીઓ એક તસુ પણ પતિની આજ્ઞા વિના ખસે નહિ તે નહિજ.

માણસનું રક્ષણ કરનાર તો, માણસનો ધર્મ છે. શંખ, કાચબો, કરચલો, અને છીપનો જીવડો જેમ પોતાની કાયાના બખતરથી રક્ષાએલા છે; તેમ મનુષ્ય પણ પોતાના ધર્મરૂપી બખ્તરથી રક્ષાય છે; માટે ધર્મનું રક્ષણ કરવું એજ સર્વ રક્ષણ છે.

ભલે આ કાયાનો નાશ થાય, ભલે અતિથિ શાપ આપી પાછો ફરે, ભલે ભગિની બળીને ભસ્મ થઇ જાય, તો પણ હું મારા પ્રાણનાથની આજ્ઞા વિના કાંઇપણ કાર્ય નહિ કરૂં તે નહિજ કરૂં. હે ભગ્તવત્સલ ભગવાન મારી સ્હાય કરજો. ( ચર્ણ ચાંપતી જાય છે. )

નિષ્કુળ—[ સ્વગત ] અરે આ સુન્દરી તેના પતિની માયામાં લુબ્ધ થઇ ગઇ છે. હું ક્ષુધાતુર ક્યારનો ઉભો છું, ખોટી થાઉછું, તે એ ક્યારની જુએ છે; છતાં ગૃહસ્થાશ્રમના ધર્મ પ્રમાણે ભિક્ષા આપવાની તજવીજ કરતી નથી, હા... એ મદાંધ અબળા હજુ મારી પ્રભુતા પિછાનતી નથી; પણ જ્યારે મારો ક્રોધાગ્નિ પ્રજ્વલિત થશે ત્યારે આખુ બ્રહ્માંડ તપાયમાન થશે તેની એને ક્યાં ખબર છે. લાવ તેને બીજીવાર ચેતાવી દઉં ! (પ્રગટ)

भिक्षान् देहि। [ ચૈતન્ય જાગે છે. ]

ચૈતન્ય—[ કમળાને ઉદાસ જોઈ ] વ્હાલી અલ્પ સમય પહેલાં તો તારૂં વદન કમળ પ્રફુલીત હતું ને આટલી વારમાંજ જેમ નપાસ (નિષ્ફળ) પડેલો વિદ્વાન, કામેથી ઉતરેલો કામદાર, અને હીમ પડવાથી વન નિસ્તેજ જણાય છે; તેમ તું પણ નિસ્તેજ થઇ ગઇ છું તેનું શું કારણ છે? શું કાંઇ સંકટ આવી પડયું છે? અંગમાં કાંઇ વ્યાધિ થયો છે? કોઇએ સતાવી છે? કાંઇ ઇચ્છિત વસ્તુમાં નિરાશ થઇ છું? જો હોય તે કહે. જ્યાં સુધી તારી સુધાથી પણ મધુર વાણીએ મારા શ્રવણને તૃપ્ત નથી કર્યા ત્યાં સુધી હું અધીરો છું.

કમળા—નેત્રમણિ જ્યાં અર્કનો ઉદય હોય ત્યાં અંધારૂ આવેજ નહિ; જ્યાં પ્રેમ હોય ત્યાં પટાંતરો હોયજ નહિ, ને જ્યાં સંતોષ હોય ત્યાં

દુઃખ આવેજ નહિ. તેમ જ્યાં સુધી આ કિંકરીને આપના પવિત્ર ચરણનું શરણ છે, જ્યાં સુધી આ કાયારૂપી લતા ઉપર આપની કૃપા રૂપી અમૃતની વૃષ્ટિ થાય છે; ત્યાં સુધી મને દુઃખ હોય જ નહિ; પરન્તુ એક ઇશ્વરી બનાવે મને ઉદાશ કરી નાંખી છે.

**ચૈતન્ય**—તે શો બનાવ છે ? સત્વર કહો.

**કમળા**—પ્રાણનાથ મારી નાની બ્હેન લક્ષ્મી જે વનમાં તપ કરે છે તે વનમાં અગ્નિ લાગ્યો છે; તેનું તેને ભાન નથી; ને અગ્નિ તેના ઉપર ધસતો જાય છે, માટે તેનું રક્ષણ કરવાની આજ્ઞા આપો. બીજું બારણે એક ક્ષુધાતુર અતિથી ક્યારનો ખોટી થાય છે; તેને ભિક્ષા આપવાની આજ્ઞા કરો.

**ચૈતન્ય**—મન મોહની, ઉઠો, ઉઠો સત્વર ઉઠો. પ્રથમ તમારી ભગિનીનું રક્ષણ કરો; અને પછી અતિથિને ભિક્ષા આપી નિશ્ચિંત થાઓ. પ્રાણવલ્લભે ! તમારા સત્ય ધર્મના પ્રભાવે જેમ ઔષધિથી વ્યાધિ, મંત્રથી વિષ, અગ્નિથી પારો, અને સૂર્યના તાપે દુર્ગંધી ઉડી જાય છે, તેમ અગ્નિ પણ શાન્ત થઇ જશે. [કમળા હાથમાં જળ કમંડળ લઇ બ્હાર આવે છે.]

ગાયન.

કમળા–વહારે વિશ્વાધિશ આવજોરે ભારે ભરૂસો તમારો,
ભરૂસો તમારો નાથ આવીને ઉગારો, દુઃખના સમુદ્રમાંથી તારોરે-ભારે.
ગર્ભવાસમાં પ્રભુ રક્ષણ કર્યું છે, જોઇએ તે જન્મ પહેલાં આગળ ધર્યુંછે;
ભુવન ઉપકારથી ભર્યુંછેરે—ભારે.
પ્રહલ્લાદપાળી હોળીકાને પ્રજાળી, બચ્ચાં બિલાડીનાં લીધાં સંભાળી;
તારાની આપદા ટાળીરે—ભારે.
શિતળ કરીછે કઢા તેલનીરે તાતી, ત્રુઠયાતો લ્હેર કળા કોથીના કળાતી;
શરણે પડીછું ગુણ ગાતીરે—ભારે.

**નિષ્કુળ**—[ સ્વગત ] અરે, આ ગોરી તે ગાંડી છે કે ગુમાની છે? તે આ પાણીનું પાત્ર લઇ શાં ફાંફાં મારે છે ! મારી તો દરકારજ કરતી નથી; વારૂ જોઉંછું કે તે શું કરે છે ?

**કમળા**—હે ભક્તવત્સલ ભગવાન, જો મેં નિષ્કપટ ભાવે મારા પતિની સેવા નિરંતર કરી હોય; સદાય સત્ય વચન બોલી હોઉં; સ્વપ્ને પણ પરપુરૂષ સામુ જોયું ન હોય; સર્વદા સર્વનું કલ્યાણ ઇચ્છતી હઉં; નિરન્તર નીતિ ધર્મમાં નિમગ્ન રહી તમારૂં સ્મરણ ખરા અંતઃકરણથી કરતી હઉં

તો મારી બ્હેનના આશ્રમમાં સળગેલો પાવક શાન્ત થજો; ને હે દીનબંધુ દયાનિધાન મારી વ્હારે ચઢી મારી બેનનું રક્ષણ કરજો [ મરૂઢીની આસપાસ ફેરાફરી પાણીની ધારા કરી ઉભી રહીને આંખો મીંચી અંતર્ધ્યાનમાં જુએ છે તો અગ્નિ શાંત થયો જોઇ હર્ષ પામે છે. ]

જય જય જગદીશ્વર, તમારી અપાર કૃપાથી મારી ભગનીનું રક્ષણ થયું છે. હે લક્ષ્મીપતિ તમારી અકળ લીલા છે; ગહનગતિ છે; જય, જય, જગતપિતા હું તમને પ્રણામ કરૂંછું ચાલ હવે આંગણે ઉભેલા અતિથિ ખોટી થાય છે; તેમને ભિક્ષા આપું. [ અંદર જાય છે; ને ભિક્ષા લઇ બ્હાર આવે છે ]

ઋષિરાય લ્યો આ ભિક્ષા; અને થએલા વિલંબની ક્ષમા કરજો.

**નિષ્કુળ**—[ ક્રોધથી ] અરે મદાંધમાનિની તું તારા જુવાનીના તોરમાં ત્રિલોકને તૃણવત ગણે છે; અતિથિનો સત્કાર કેમ કરવો તે તું સમજી જ નથી; ક્ષુધાતુરને કેટલી ત્વરાએ ભોજન આપવું એનું તને ભાન નથી; મને ક્ષુધાતુરને ખોટી કર્યો તેં તારો ગૃહસ્થાશ્રમનો ધર્મ લોપ્યો; માટે તું અપરાધી છું; તારી પ્રેમ વિનાની ભિક્ષા મને અગ્રાહ્ય છે.

**કમળા**—મહામુનિ તમે પધાર્યા તે સમયે હું મારા સ્વામીની સેવામાં હતી; પતિની આજ્ઞા વિના પતિવ્રીથી કાંઇપણ કાર્ય થાય નહિ એ આપને વિદિત છે; તેમ નિદ્રાવશ થએલા સ્વામીને જાગ્રત કરવામાં પાપ છે; એ પણ શાસ્ત્ર વિદિત છે. હું આપને ભિક્ષા આપવાની તજવીજમાં હતી, તેની અંદર મારી બ્હેનના વનમાં અણચિન્તવ્યો અગ્નિ લાગ્યો. હું વિમાસણ કરતી હતી તેવામાં મારા પ્રાણનાથ જાગૃત થયા; તેમની આજ્ઞા લઇ મેં પ્રથમ પાવકને શાન્ત કર્યો; અને હવે આપને આનંદથી ભિક્ષા આપવા આવીછું તે સ્વીકારો.

**નિષ્કુળ**—નહિ નહિ અવિચારી અબળા, તું શાપને લાયક છે. તારી ભિક્ષા મારે નહિ જોઇએ.

**કમળા**—મુનિરાજ આમ તમોગુણી થવું આપને યોગ્ય નથી. સરોવરનું સ્વરૂપ જળ, કોકિલાનું સ્વરૂપ સ્વર, સુન્દરીનું સ્વરૂપ શિયળ અને કસ્તુરીનું સ્વરૂપ જેમ સુગંધી છે; તેમ તપસ્વીઓનું સ્વરૂપ ક્ષમા છે; કહ્યું છે કેઃ—

સોરઠો.

**આત્માવત્ સૌ ભૂત, ક્ષમા દયા દીલમાં ભરી;**
**એ યોગી અબધૂત, બીજા ઠગ છે બહુરૂપી.**

તમારા જેવા તપસ્વીએ આવો સ્વભાવ રાખવો યોગ્ય નથી; સંત પુરૂષો તો કેવળ સત્વગુણથી સુશોભિત હોવા જોઇએ; માટે ક્રોધ દૂર કરો ને મારાથી અપરાધ થયો હોય તો ક્ષમા કરો.

**નિષ્કુળ**—તારા જેવી વિવેકહિન વામાને મારે ક્ષમા છેજ નહિ.

**કમળા**—ત્યારે તમારી પાસે રાખો; મારે તમારી ક્ષમાની તમા નથી. મને જો પેલી વૃક્ષ ઉપર બેઠેલી બગલી ધારતા હો તો તમારી ભૂલ છે, હું એ બગલી જેવી નિર્બળ નારી નથી, પણ પતિવ્રત ધર્મ રૂપી સરોવરમાં પ્રેમ રૂપી અમૂલ્ય મુકતા ચરનારી હંસણી છું. તમે પવિત્રતાનો ધાંડો રાખવા જાઓ છો, પણ ક્રોધ જેવો કુડો કસાઇ તો તમારા રૂંવે રૂંવે વ્યાપી રહેલો છે; તમે ન્યાયાધીશ થવાને જાઓ છો પણ બગલીએ તમારો શો અપરાધ કર્યો તો તે વિચારી જુઓ. હું તમારા શાપની તલમાત્ર બીતી રાખતી નથી. તમારામાં કેટલું પરાક્રમ છે તે હું જાણું છું. ઘરની સાધવી સ્ત્રીને રડવડતી મેલી છે; માંદાં માબાપને ટળવળતાં રાખ્યાં છે; કાકાને તિરસ્કાર કરી પાછા કાઢ્યા છે; ને બગલીને બાળીને દિગ્વિજય કર્યો છે; તેથી ફુલાઇ ગયા છો; પણ ફુલાશો નહિ. તમારા જેવા તપસ્વીયો—વેશધારીઓ, આ સંસારમાં કેવળ ભાર રૂપ છે. જેમ પાંગળુ પંથથી, અશક્ત યુદ્ધથી, કાચા કસોટીથી, તસ્કરો ન્યાયથી, અને વૃક્ષ જેમ વાયુથી ધ્રુજે છે; તેમ તમારા જેવા અર્ધદગ્ધ અને અજ્ઞાન પુરૂષો કુટુંબ કબિલાનું પાલણ પોષણ કરતાં ધ્રુજે છે; તેથી તેઓ પોતાનો પુરૂષાર્થ ભૂલી જઇ થાકયાના ગાઉ સમાન રાખ ચોળી બીજાને બોજા રૂપ થાય છે. તમે તપસ્વી નથી પણ એક દાંભિક છો; તમને મદદ કરવી એ પણ એક અપરાધ છે; છતાં પણ કહું છું કે જો ક્ષુધા લાગી હોય તો આ અહાર લ્યો; નહિ તો જે રસ્તેથી આવ્યા હો તે રસ્તે ચાલ્યા જાઓ.

**નિષ્કુળ**—( ઉતરેલ ચહેરે અચંબા યુકત ) અરે ! આ સુન્દરીતો સાક્ષાત્ લક્ષ્મીનો અવતાર છે ! કોઇ ત્રિકાળજ્ઞાની સતી છે. એણે મારાં ગુપ્ત ચરિત્રો પ્રકાશ કરી મને ઉમદા જ્ઞાન આપ્યું છે. શિવ, શિવ, શિવ, મેં તેનું અપમાન કર્યું; મોટી ભૂલ કરી. લાવ તેની ક્ષમા માગી આ તેની પવિત્ર ભિક્ષાથી મારા પાપી પંડને પવિત્ર કરૂં

**કમળા**—[સ્વગત] આ મુનિ અત્યારે નિરાભિમાની થયા જણાય છે; અને પોતાના પાપનો પશ્ચાતાપ કરતા હોય એવું તેમની મુખમુદ્રા પરથી જણાઇ આવે છે. [પ્રગટ] લ્યો મહારાજ ભિક્ષા લેવી છે કે કેમ ?

નિષ્કુળ—[ પ્રદક્ષણા કરી પગે લાગે છે; ભિક્ષા લઇને ] માતુશ્રી હું તમારો અપરાધી છું. મેં તમારી પ્રભુતા જાણ્યા શિવાય તિરસ્કાર કર્યો; તેનો મને પશ્ચાતાપ થાય છે. દયાળુ દેવી હું તમારો દાસ છું, બાળક છું, તમે મારાં પૂજ્ય છો; ગુરૂ છો, પૂર્વજન્મના સંસ્કારથીજ મને તમારાં અલભ્ય દર્શનની પ્રાપ્તિ થઇ છે; હવે જ્યારે તમે મારા ઉપર કૃપાવંત થયાં છો ત્યારે પૂર્ણ કૃપા કરો; અને મને ઉપદેશ આપી કૃતાર્થ કરો.

કમળા—મુનિરાજ હું જાતે અબળા છું. મને વેદનો અધિકાર નથી; તમે જાતે પુરૂષ છો; બ્રાહ્મણ છો. ઉપનયનના સંસ્કારી છો, વેદના અધિકારી છો; તેથી તમને ઉપદેશ આપવાનો મને હક નથી.

નિષ્કુળ—માતુશ્રી, જેની પાસે દ્રવ્ય હોય તે ધનવાન, જેની પાસે રાજ હોય તે રાજા, જેની પાસે વિદ્યા હોય તે વિદ્વાન, અને જેની પાસે જ્ઞાન હોય તેજ જ્ઞાની; પછી કાં સ્ત્રી હોય કે પુરૂષ હોય પણ જેની પાસે ગુણ છે તેજ ગુરૂ થવાને યોગ્ય છે, મારા મનોરથ પૂર્ણ કરો.

કમળા—મને જે અધિકાર નથી તે કામ હું નહિ કરૂં; પણ જો તમારે ઉપદેશ લેવો હોય તો અહીંથી ચાર જોજનને અંતરે એક ચંદનપુર કરીને નગર છે; તેમાં વિરભાન્ડક કરીને એક મહાત્મા છે; તે મહાજ્ઞાની છે; તેની પાસે જાઓ; તે તમારા મનોરથ પૂર્ણ કરશે.

નિષ્કુળ—જય, જય માતુશ્રી હું આપની આજ્ઞા માથે ચઢાવી ત્યાં જાઉં છું ( પ્રણામ કરીને જાય છે )

( પડદો પડે છે )

# પ્રવેશ ૯ મો.

પાત્રો—કુમતિલાલ, કપટચંદ, છળચંદ, પાછળથી મંદમતિલાલ અને સુમતિલાલ.

શાર્દૂલ વિક્રિડિત છંદ.

આવ્યો કાળ કરાળ આ કઠણ છે નાણું રળ્યે ના મળે,
આવે ભક્ષ ફુટેલ ચક્ષ કરમાં તો ભાગ્ય દેવી ફળે;
તાક્યો મંદમતી શિકાર તનમાં હાણ દગાની તળે,
સાધુ કામ કળે કરી સુખી થવા દારિદ્ર દુખો ટળે.

**કપટચંદ**—(સ્વગત) કાલે મંદમતિલાલ શેઠની સાલગીરીનો દિવસ છે; એ ઉત્સાહમાં ભાગ લેવા તેમણે કેટલાંક આમંત્રણો કાઢેલાં છે; ને તે વહેંચવાનું કામ મને સોંપ્યું છે; તે હું જાઉંછું પણ એમની શાલગીરીમાં મારી ન્યાલગીરી થાય એવો પ્રયાસ કરવાનો યોગ આવ્યો છે; માટે તે જેમ રાજી રહે એમ મારે ચાલવાનું છે.

( કુમતિ તથા છળચંદ આવે છે. )

**કુમતિ**—કેમ મિત્ર કપટચંદ તમે કયાં જાઓ છો ?

**છળચંદ**— [ હાથ મેળવીને ] કેમ ભાઇ ખુશીમાં તો ખરા ? કયાં ચલાવ્યાં ?

**કપટચંદ**—હું તમારા તરફજ આવવા નીકળ્યો છું.

**કુમતિ**—ઘણી ખુશીની વાત કેમ કાંઈ કામ ?

**કપટ**—તમે નથી જાણતા ? કાલે મંદમતિલાલ શેઠની સાલગીરીની મીજલસ છે; માટે તમારે બંને એ બંગલે પધારવાનું છે. લ્યો આ તમારી ચીઠીઓ. ( ગજવામાંથી કાઢીને બેયને આપે છે. )

**છળચંદ**—વારૂ મિત્ર હું તમારો આભાર માનું છું; અને શેઠ સાહેબને તેમની માયાળુ લાગણીને માટે ખરા જીગરથી મુબારકબાદી આપું છું.

**કુમતિ**—હું પણ આભારની સાથે તેમને ધન્યવાદ આપું છું. પણ કાલે કાંઇ શેઠને ત્યાં રંગ પાણી ઉડશે કે નહિ ?

**છળચંદ**—હા યાર, રંગ પાણી વગર તો રંગ ના જામે; માટે કાંઇ ઠરાવજો.

**કપટચંદ**—અરે આપણી મીજલસ તે લુખી હોય ? હજુ સુધી તો એવું બન્યું નથી.

**છળચંદ**—શાબાશ, શાબાશ કપટચંદ શાબાશ છે.

**કપટચંદ**—કાલની બ્હાર જુદીજ થવાની છે.

**કુમતિ**—હાં...કરેજ ! એ ના કરે ત્યારે કોણ કરે ! પણ શું ધાર્યું છે તે તો કહો?

**કપટચંદ**—પેલી કાશ્મિરવાળી ગુણકા વિષવંતીને બોલાવવાનો વિચાર છે.

**કુમતિ**—વાહ વાહ ! ત્યારે તો રંગમાં રંગ જામશે !

**છળચંદ**—અલબત જયાં રંગ હોય ત્યાં રંગીલી જોઇએજ.

**કપટચંદ**—અરે તમે આવજો તો ખરા ! પછી જોઇ લ્યો અમારી મઝા ! !

**કુમતિ** —વળી બીજી શી મઝા ધારી છે?

**કપટ**—અરે મઝા તો મઝા, પણ ધર્મની ધ્વજા જેવું કરાવીશ. બસ. ત્યાં હાજર થએલા તમામ દોરતદારોને એક એક રૂપાનું ઘડિયાળ બક્ષીસ અપાવીશ.

**છળચંદ**—વાહ વાહ ! ધન્ય છે કપટચંદ તમારા કારભારને !!

**કપટ**—અરે યારો એટલામાં શું ધન્યવાદ આપો છો ! હજુ તો કપટચંદની ધારણા જો પૂરી થાય તો કોઇનું દારિદ્ર ન રહે, એટલું ધાર્યું છે!!

**કુમતિ**--(સ્વગત) આ પહોંચેલી માયા છે. (પ્રગટ) જો જો ભાઇ તમારૂં એકલાનું રાંધતા. જોડે અમારૂં એ ભાણું પીરસજો.

**કપટચંદ**--તમારૂં એ કરીશું.

**છળચંદ**--પણ શું ધાર્યું છે તે તો કહો ?

**કપટચંદ**--તે ઘણુંજ ખાનગી છે.

**કુમતિ**--મિત્રોથીએ ખાનગી ખરૂં કે? વાહ તમારી મિત્રાઇ !

**કપટચંદ**--( સ્વગત) મારૂં ધારેલું કામ એકલાથી પાર પડે તેવું નથી; માટે હાલ તો તેમને કહી મદદમાં લેવા; પણ પછી લાગ આવ્યે ધક્કો મારી દૂર કરવા. (પ્રગટ) હું તમને કહીશ.

**કુમતિલાલ**—(સ્વગત) આ કપટચંદ આપણને વેચી એનું કામ સાધી લે તેવો છે; માટે મારે પણ મારા મોખમાં સાવધ રહેવું જોઇએ. મંદમતિલાલ જેવું ભરેલું ભક્ષ એના એકલાના હાથમાં જશે, તો આપણે ઝુલતા રહીશું; માટે અત્યારે તો એકત્ર થવું. (પ્રગટ) બહુ સારૂ, તમારે અમારે ક્યાં જુદાઇ છે ?

**છળચંદ**—( સ્વગત ) આ સૌ પોતપોતાના સ્વાર્થમાં ઘુમે છે; ત્યારે હું પણ મૂર્ખ હઉં તોજ મારો દાવ ભૂલું ! ( પ્રગટ ) કહો તો ખરા અમે શું લઇ જઇશું ?

**કપટચંદ**—સાંભળો, મંદમતિલાલને સ્ત્રી નથી તેથી તે આમતેમ આપણાથી ગુપ્ત પૈસા ઉડાવે છે; ને આપણે કાંઇ ચાખવા પામતા નથી; માટે તેને વિષવંતી ગુણકા સાથે વળગાડી દેવો. તેના કામકાજમાં આપણે હાજર રહેવું; ને પ્રસંગે પ્રસંગે રંગપાણીમાં ચકચુર કરી સર્વ પૈસા પડાવી લેવા. જે પરભાર્યું આપણને મળે તે આપણું: ત્રણનું સહીઆરૂં ને વિષવંતીને આપે તેમાં આપણો ભાગ ઘાલવો. કેમ બરોબર છે ?

**કપટ-છલચંદ**—હા યાર હા, તમારી યુકિત ઘણીજ સરસ છે.

ચાલો આપણે પણ શૉખ મારીશું ! !

( એટલામાં મંદમતિલાલ તથા સુમતિલાલ આવે છે. )

**બધા**—પધારો, પધારો શેઠ સાહેબ પધારો. અત્યારે આપ ક્યાંથી આવી ચઢ્યા ?

**મંદમતિ**—[ બધાયની સાથે હાથ મેળવતો ] કેમ સૌ ખુશીમાં છો ? તમને આમંત્રણપત્રિકાઓ મળી કે નહિ ?

**કુમતિ—છળ**--હ જી, હમણાજ આ કપટચંદે આપી.

**મંદમતિ**—બહુ સારૂં ત્યારે કાલે સૌ વહેલા પધારજો. [કપટચંદને] મેં તમને જે જે લાવવાનું કહ્યું છે તે ભૂલશો નહિ.

**કપટચંદ**--બહુ સારૂં સાહેબ, નહિ ભૂલું પણ એક વાત કહેવાની છે.

**મંદમતિ**--કહો શી વાત છે ?

**કપટચંદ**--આપણા નગરમાં એક કાશ્મિરથી નવી નાયકા આવી છે તે નૃત્ય સંગીતમાં ઘણીજ હુંશિયાર છે.

**છળચંદ**—હુંશિયાર તો હુંશિયાર પણ તેના જેવી સ્વરૂપવંતી નારી ત્રિલોકમાં પણ નથી.

**કુમતિ**—અરે સાહેબ એની શી વાત કહું ! તમે જ્યારે એને તમારી નજરે જોશો ત્યારે ઘેલા જ થઇ જશો. ઉમરે પણ બરોબર સોળ વર્ષની છે.

**કપટ**—અરે એનો સ્વર તો જાણે સારંગી, ઉર તો જાણે નારંગી, આંખ્યો તો જાણે અણીયાળાં કમળ, ભ્રકુટી તો જાણે ભ્રમર, લલાટ તો જાણે અર્ધચંદ્ર, નાસિકા તો જાણે શુકની ચાંચ, કટી તો જાણે કેસરીની, અને ચાલ તો જાણે હંસની, ટુંકામાં બીજી જાણે ઉર્વશી.

**મંદમતિ**—( આશ્ચર્ય યુક્ત ) હેં હેં એવી છે ત્યારે તમે મને કયારનું કેમ ન કહ્યું !

**કપટચંદ**—કહીએ શું સાહેબ, એનું મોં બહુ મોઢું છે.

**મંદમતિ**—મોઢું તે કેવડું ?

**કપટ**—માત્ર મુલાકાતનાજ હજાર છોડાવે છે.

**મંદમતિ**—કાંઇ ચિન્તા નહિ બસ જે લે તે આપો. પણ કાલે તેને જરૂર લાવો. [આ] પાંચ હજાર રૂપીઆની નોટ વટાવી લેજો. [આપે છે.]

**બધા**—ધન્ય છે શેઠ ધન્ય છે, તમારી ઉદારતાને. ઇશ્વર દ્રવ્ય આપે તો તમારા જેવાને જ આપજો.

**સુમતિ**—[ સ્વગત ] આ ભૂખી માંખો આ શેઠીઆને ચૂશી ખાશે, ખાલી કરશે; ને પછી છોડી દેશે; પણ જ્યાં એતુંજ હૈયુ ફૂટયું છે ત્યાં શો ઇલાજ ? [ પ્રગટ કટાક્ષમાં ] અને મિત્રો મળો તો તમારા જેવાજ મળજો. તમારા વિના ગુણકા કોણ બતાવે ? તમારા વિના પુંજી કોણ પતાવે ! તમારાથી જળો શી ભુંડી ?

**બધા**—અમે તો જળો છીએ પણ તમે તો મોટા મગર છો.

**સુમતિ**—નાદાનો, ધિક્કાર છે તમને. તમે જેતું ખાઓ છો તેનુંજ ખોદો છો. જે ઝાડ તળે બેસો છો તેનાંજ મૂળ કાપો છો. જે કામ શત્રુઓ પણ ન કરે તે કામ તમે મિત્ર થઇને કરો છો. અત્યારે તમે મંદમતિલાલને નઠારે રસ્તે ચઢાવી તમારાં ગજવાં ભરવા તૈયાર થયા છો, પણ તે કેટલા દિવસ રહેવાનું છે ! તમારો આવો અપરાધ પ્રભુ કેમ સહન કરશે ? દુષ્મન હો તો દાનરતા હજો [ મંદમતિલાલને ] શેઠજી આ બધા તમારા મિત્ર નથી; પણ પાકા શત્રુ છે. સ્વાર્થ લંપટ ઉંદરો છે માહિતગાર તસ્કરો છે. એ તમને અવળે રસ્તે ચઢાવી ફોલી ખાશે; ખાલી કરશે; માટે ચેતો. તેમનાથી દૂર રહો. તમારામાં લગાર પણ પરીક્ષા કરવાની શક્તિ હોત તો તમે એમને બોલાવત નહિ. પણ દુર્ભાગ્યે તમારી અક્કલ શુન્ય થઇ ગઇ છે; પણ વિચાર કરો. જ્યાં સુધી તમારી પાસે પૈસો છે ત્યાંસુધીજ તમને સૌ બોલાવશે, પણ પૈસો થઇ રહ્યા પછી જેમ દગ્ધવનને મૃગલાં, સાજો થયા પછી રોગી વૈદને, અને સૂકાયા પછી હંસો સરોવરને જેમ છોડી દે છે; તેમ તમને પણ છોડી દેશે. આ આલમમાં પૈસાની યારી છે; પૈસાની સરદારી છે; અને પૈસા વિના સૌ લાચારી છે; ભીખારીછે; માટે દ્રવ્યનો દુરૂપયોગ કરશો તો પસ્તાશો. શેઠજી ગણિકાનું ગાન મદિરાનું પાન અને મૂર્ખાઓનું માન એ ત્રણે વિનાશનાં કારણ છે; દારિદ્રનાં બીજછે, લાજનાં શત્રુ છે, અને કીર્તિના કાળ છે; માટે તેનાથી દૂર રહો.

**કપટ**—અરે ભીખારી, શરાબનું પાન, ગણીકાનું ગાન અને નરઘાનું તાન એ તો શ્રીમંતોનો શોખ છે, ફુલેલાની નોખ છે, અને મીજલસનું સ્વરૂપ છે. એ તો કોક ભાગ્યશાળીને ઘેર હોય. તારા જેવા ભીખારીથી શું થવાનું છે ? જેણે હળદર દીઠી નથી તે કેસરને શું કરે !

**છળચંદ**—જો તમારા જેવા બધા ચમડીતોડ હોત તો જગતમાં ગુણકાઓ જીવત નહિ, અને મદીરાવાળા ભૂખે મરી જાત.

**કુમતિ**—તારા જેવા વિઘ્ન સંતોષી હોય તેજ બીજાને સુખે દુઃખિયા થાય.

**સુમતિ**—અરે બેવકુફના સરદારો, મૂરખના જામો, આ દુનિયામાં બધા મારા જેવા હોત તો સ્વદેશની લક્ષ્મી પરદેશ જાત નહિ; શ્રીમતોની પુંજીનો દુરૂપયોગ થાત નહિ; અને દીવા પાછળ અંધારૂં કહેવાત નહિ; પણ તમારા જેવા કુલાંગારોએજ ધર્મનું સત્યાનાશ વાળ્યું છે; સુખનું બીજ બાળ્યું છે; અને ખાવા પીવાનું ટાળ્યું છે.

**અંદમતિ**—સુમતિલાલ તમારે એમની જોડે રગઝગ કરવાનું શું કારણ છે! તેમ મારા ધારેલા કાર્યમાં આડે આવવાનું પણ શું પ્રયોજન છે? હું મારી મિલ્કતનો ઉપયોગ મારી નજરમાં આવે તેમ કરવાને સ્વતંત્ર છું. તમારે પણ સૌના વિચારથી મળતા થવાનું છે.

**સુમતિ**—માફ કરો મહેરબાન! મારાથી એવા દુષ્ટ વિચારોને કદીપણ મળતા નહિ થવાય? તમને મારૂં કહ્યું રૂચતું નથી તો હું મારે ઘેર ચાલ્યો જાઉં છું! ( જાય છે. )

**અંદમતિ**—ભલે તમારી મરજી. (બીજાને) લ્યો હવે હું જાઉંછું. કાલે સૌ વહેલા આવજો. ( જાય છે. )

**બધા**—બહુ સારૂં સાહેબ.

**કપટ**—કેમ દોસ્તો, કેવાં અમારાં કામ!

**છળચંદ**—વાહ વાહ! જેવું તમારૂં નામ, એવાં તમારાં કામ.

**કપટ**—જોયો અમારો દમામ!

**બધા**—વાહ વાહ! અજબ દમામ! અજબ કામ! અજબ હામ! અને અજબ નામ! ચલાવ દોસ્તો ચમન ઉડાવો!

( જાય છે. )

[ પડદો પડે છે. )

# પ્રવેશ ૧૦ મો

**સ્થળ**—વિરભાંડકનું ઘર.

**પાત્રો**—વિરભાંડક, ગોવિંદ, ગંગા, રાધા અને નિષ્કુળ.

**વિરભાન્ડક**— **ઉપજાતી છંદ.**

**સંસારમાં સાબક સત્ય ત્રાતા, દયાનિધિ બુદ્ધિ વિશુદ્ધ દાતા;**
**રાચુ રહે ચર્ણનું શર્ણ પામી, મુકિત પ્રદા માત પિતા નમામી. ૧**

**આ આપના માંસ રૂધીર અસ્તી, આ આપની સંપત્તિ વેલ વસ્તી**
**આભાર ભારી સદાએ સ્મરામી, મુક્તિપ્રદા માતપિતા નમામી. ૨**
**માતા મહાશક્તિ સ્વરૂપ કાવો, પિતા પ્રભુ શાંભ રૂપે સુહાવો;**
**સાચા ગુરૂના ગુરૂ શ્રેષ્ટ સ્વામી, મુક્તિ પ્રદા માત પિતા નમામી. ૩**

હે પુજ્ય માતા પિતા, તમે આ સંસાર સાગરના સેતુરૂપ છો. મોક્ષ પંથના દાતા છો; અને ધર્મના પાલક છો. તમારા વિના મારો કોઇ ત્રાતા નથી. મારા ઉપર કૃપા કરો; દયા ધરો અને મારૂં ચિત્ત નિરંતર તમારી સેવામાં તદ્દલિન રહે એવી આશિષ આપો. (કહીને પાટા પીંડી કરે છે; તેનાં માંદાં માબાપ ખાટલામાં બેઠાં છે; અને નિષ્કુળ આ સઘળું જુએ છે.)

**નિષ્કુળ**—( વિમાસણ કરતો સ્વગત ) આહા, ધન્ય છે આ દંપત્તિને ! મેં મારૂં જીવન વૃથા કર્યું છે, કેમકે—

**સોરઠો.**

**પાસે હતો પ્રસંગ, રંગ ન રાખ્યો તે પળે;**
**ઉછર્યો જેહ ઉછંગ, ખંગ ન વાળ્યો ખાંતથી.**

હું પુત્ર નથી પણ કુપુત્ર છું. છો વાળનાર છોકરો છું. દીવાળનાર દીકરો તો આ વિરભાન્ડક ! ! આવા વિનયવંતા, ધર્મવંતા, નીતિવંતા, અને આજ્ઞાંકિત પુત્રો તેજ પુત્રો છે; અને તેમનુંજ જીવન સફળ છે. મારા જેવા અધમ, અજ્ઞાની, અભિમાની, અને માતપિતાને કેવળ ઉપાધીરૂપ પુત્રને ધિક્કાર છે. ( પ્રગટ ) જય, જય જ્ઞાનમૂર્તિ વિરભાન્ડકજી હું તમને પ્રણામ કરૂં છું.

**વિરભાન્ડક**—પધારો નિષ્કુળ મુનિ, તમે આજે મારૂં ઘર પાવન કર્યું છે; તમને અહીં મોકલનાર સતી કમળા દેવીનો હું આભાર માનું છું. તમારે શી ઇચ્છા છે તે કહો.

**નિષ્કુળ**—આપ ત્રિકાળ જ્ઞાની છો, અજાણ્યું કાંઇપણ નથી; હું શું કહું.

**વિરભાન્ડક**—કાંઇ ચિન્તા નહિ; તમારા મનોરથ પુરનારો મહા પ્રભુ સર્વવ્યાપક છે.

**નિષ્કુળ**—મારા મનથી તો તમે પોતેજ પરમાત્મા છો. તમારા જેવી શ્રદ્ધા રાખીને માતપિતાની ભક્તિ કરનાર થોડાજ પુત્ર હશે ! !

**વિરભાન્ડક**—માત પિતાની સેવાનો લાભ પૂર્વના પુન્યેજ મળી આવે છે. જે પુત્રો પોતાનાં પૂજ્ય માતા પિતાની સેવાને વેઠ તરીકે માને છે, તે સંસારના પેટભરા વેઠીઆ છે.

**નિષ્કુળ**—કૃપાસિંધુ, એમાંનો હું એક મોટો વેઠીઓ છું. મોટો અપરાધી છું મારા ઉપર કૃપા કરો, અને મને તમારો શિષ્ય સ્થાપી, ઉત્તમ જ્ઞાનોપદેશ આપી કૃતાર્થ કરો. જે જે કર્મથી મારાં પાપ પ્રલય થાય, જીવ જીવન મુક્તિ પામે અને મનનો ક્લેશ વામે એ ઉપાય બતાવો.

**વિરૂભાન્ડક**—જરાવાર થોભો; હું મારા નિત્ય કર્મથી પરવારી લઉં. (પિતાને) પિતાજી આ મારો હાથ ઝાલી ઉભા થાઓ; અને મંચક ઉપર સુઇ જાઓ, હું તમને ઓઢાડું. (ગોવિન્દ હાથ ઝાલીને ઉભો થઇ ખાટલામાં સુએ છે.)

**ગોવિંદ**—પુત્ર વિરભાન્ડક ! અમારા રકતકોડના ભયંકર વ્યાધિમાં અમારી સેવા ચાકરી કરીને તેં તારો નર દેહ દીપાવી દીધો છે. બેટા, ઇશ્વર તારૂં કલ્યાણ કરશે. ઇશ્વર પુત્ર આપે તો જન્મોજન્મ તારા જેવાજ આપજો.

**રાધા**—સાસુજી; આ મારો હાથ ઝાલી હળવે રહી ખાટલામાં બેસો. ( કહીને બેસારે છે. ]

**ગંગા**—દીકરી રાધા, તું મારી પેટની પુત્રી કરતાં પણ અધિક ચાકરી કરે છે. આવી દુર્ગંધીમાં માંસ પરૂને ચુંથતાં તેં તારૂં મુખ કદી મચકોડયું નથી, અને આપણી ગરીબાઇ છતાં અમને અત્યંત સુખ આપે છે; એ તારી સુકુલિનતા છે. પરમેશ્વર તારૂં ભલું કરશે. બેટા દૂધે નહાઓ ને પુત્રે ફળો. તમારાં છોકરાં તમારાં જેવાં નીપજી તમારી આજ્ઞા પાળો; એ મારી આશિષ છે. બેટા, ધન્ય છે તારા જેવી વહુઓને !

**રાધા**—સાસુજી એમાં ધન્યવાદ શેનો આપો છો ! એ તો અમારો ધર્મ છે. સાસુ સસરાની સેવા એ તો ઘેર બેઠાં ગંગા સ્નાન છે; કામ ધેનુની સેવા છે; કપુરનું વૈતરૂં છે; એ તો જેનાં સદ્ભાગ્ય હોય તેનેજ મળે છે.

**નિષ્કુળ**—( સ્વગત ) આહા હા ! ધન્ય છે આ પ્રેમી દંપતિને ! સંસારના ખરા સુખનો અનુભવ તો આવાં પ્રેમી જોડાંજ લે છે. હે પ્રભુ, મેં મારૂં પીરસેલું ભાણું પાછું કાઢયું છે. અરે મેં મારી પવિત્ર પત્નીને રખડતી રાખી છે, મેં મારા પુજ્ય માતપિતાને રોતાં મૂકયાં છે. તેમની પાસે હતો ત્યારે પણ મેં એક દુશ્મનનો અર્થ સાર્યો છે. હે હરી ! મારો છુટકારો શી રીતે થશે.

**વિરભાન્ડક**—( પસ્તાતો જોઇને ) જે થઇ ગયું તે થઇ ગયું, હવે, પણ જો ચેતીને ચલાશે તો ઇશ્વર દયાળુ છે.

**નિષ્કુળ**—કૃપાનાથ; આ દુનિયામાં તમારૂં દૃષ્ટાંત તો અલૌકિક છે. સદ્દગુરૂ, જેમ પારસમણીના સ્પર્શથી લોઢું કંચન થાય છે; અગ્નિના સ્પર્શથી કાષ્ટ અગ્નિ થાય છે; ભમરાના ડંસથી ચેળ પાંખવાળી થાય છે; અને ઉધમના સ્પર્શથી કર્મ ફળીભૂત થાય છે; તેમ સદ્દગુરૂની કૃપાથી પાપી પ્રાણીનો પણુ ઉદ્ધાર થાય છે. જેમ રવિના ઉદયથી અંધારૂં, પાણીના યોગથી મળ, અને વાયુના યોગથી વાદળાં વેરાઇ જાય છે; તેમ સંતસમાગમથી અજ્ઞાન નાશ પામે છે; માટે મારા ઉપર કૃપા કરો.

**વિરભાન્ડક**—મુનિશ્વર હું જે ત્રિકાળ જ્ઞાની થયો છું, તે મારાં માત પિતાની સેવાના પ્રતાપથીજ થયો છું. આ જગતમાં માત પિતા સુંદર કલ્પવૃક્ષ છે; અને એમની આશિષ એજ અમરફળ છે.

રાજામાં જેમ મેઘરાજા, પુષ્પમાં કપાસનું પુષ્પ, ગૃહમાં ચંદ્ર, દેવમાં ઇંદ્ર, પર્વતમાં મેરૂ, વૃક્ષમાં આંબો, સરિતામાં ગંગા, પશુમાં ગાય, પક્ષીમાં ગરૂડ, અને વૈદમાં જેમ ધનવંતરી ઉત્તમ છે; તેમ માયામાં માબાપની માયા ઉત્તમ છે; અને સેવામાં પણુ તેમનીજ સેવા ઉત્તમ છે.

આ જગતમાં પ્રભુ સમાન બીજાં હીતકારી માબાપ છે. સમુદ્રના જળનો પાર આવે પણુ માતપિતાના ઉપકારનો પાર આવવાનો નથી. માતપિતા એ મધુરો મેવો છે, સકળ તીર્થનો સાર છે; સ્વર્ગનાં દ્વાર છે. જે પુત્રો એવા અનંત ઉપકારી માતપિતાની સેવાનો ત્યાગ કરી જુવાનીના જોરમાં દિવાના થાય છે; કામનીના કમળવદનમાં મોહી પડી માબાપને દુભવે છે; તે પુત્ર નથી પણુ કુપુત્ર છે; પશુ છે; પૃથ્વીને બોજારૂપ બાવન્નાં છે. પિતાની આજ્ઞા સારૂ રામચંદ્રે વનવાસ વેઠયો છે; રોહિતાશ્વ વેચાયો છે; સુધન્વા તેલની કઢાઇમાં તળાયો છે; અને ભિષ્મ પિતાએ રાજ્યનો દાવો છોડી દીધો છે. શ્રવણુ કાવડ ઉચકીને ફર્યો છે. ગણુપતિ, વામન, કપિલ મુનિ અને પરશુરામ જેવા મહાત્માઓ પણુ માતપિતાની સેવાના પ્રતાપેજ પરમ પદ્વી પ્રાપ્ત કરી શકયા છે; માટે તમે પણુ એજ ધર્મને અનુસરો એ મારો ઉપદેશ છે.

મુનિશ્વર, આ સંસારમાં રહીને જે પુરૂષો ગૃહસ્થાશ્રમ સાચવે છે તેજ ખરા સંત છે; જે કુકર્મનો ત્યાગ કરે છે, તેજ ખરા ત્યાગી છે; જે પોતાના મનને સાધીને નિર્માની બને છે તેજ ખરા સાધુ છે. જે પોતાની ઇંદ્રિયોના વેગને જીતે છે તેજ ખરા અજીત છે. જે સર્વ પ્રાણીઓને આત્મવત્ ગણે છે તેજ ખરા દયાળુ છે; જે એક ઇશ્વરના રાગી છે તેજ પરમ વૈરાગી છે; જે પોતાના શરીરના ષડ્રિપુઓનો નાશ કરે છે તેજ ખરા

સન્યાસી છે; બાકી બીજા બધા દંભવાળા છે; માટે મુનિ, હવે તમે તમારે ઘેર જાઓ; તમારાં માબાપની સેવા કરો; તમારી પત્ની સાથે પ્રેમ ભાવ રાખી ગૃહસ્થાશ્રમ ધર્મની ફરજો અદા કરો; સત્યનું સેવન કરો; ધર્મનું પાલન કરો; અને નીતિથી ધંધો કરી ગુજરાન ચલાવો; જે મળે તેમાં સંતોષ માની ઇશ્વરનું ઘેર બેઠાં આરાધન કરો; એજ સંસાર સાગર તરવાનાં નાવ છે; અને મોક્ષનાં સાધન છે.

**નિષ્કુળ**—[ ચકિત થતો સ્વગત ] હે પરમાત્મા ! જે વસ્તુનો જેમાં સ્વપ્ને પણ સંભવ નહોતો તે તમે પ્રત્યક્ષ દેખાડો છો ! અહા ! આ કસાઇ સોનામાં સુગંધ છે; ચંદનમાં પુષ્પ છે, કસાઇમાં બ્રાહ્મણ છે, અને બ્રાહ્મણમાં દેવ છે. હે વિશ્વાધાર તેં કોડીના વૃક્ષ ઉપરથી કેરી ઉતારી, કૌવચના ક્યારામાં કેળ બનાવી; બાવળીએ આમ્રલતા લગાવી, રાખમાં રત્ન સંતાડયું, કીચડમાં કુંદન નાંખ્યું અને ખારાપાટમાં મુક્તાફળ નીપજાવ્યાં; વાહ વાહ લક્ષ્મીપતિ ધન્ય છે તારી લીલાને ! ! [ પ્રગટ પ્રણામ કરી ] આહાહા ! મહાત્મા ધન્ય છે તમને ! ! આપની આશિષ મને સફળ હજો. જગતમાં તમારા જેવા અસંખ્ય સુપુત્રો થાઓ; અને માતપિતાની ભક્તિ કરી પિતૃધર્મની મહત્તા દિગ્ દિગાન્તરે દિપાવો ! !

[ બંદુકના બહાર સાથે આકાશમાંથી દેવાંગનાઓ પુષ્પના હાર લઇ અધ્ધર આવે છે અને વિરભાંડકને વધાવે છે. ]

ટેબ્લો.





# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—ચૈતન્ય મુનિનો આશ્રમ.

**પાત્રો**—ચૈતન્ય અને કમળા.

**ઉપજાતી છંદ.**

**કમળા**—**ક્યાં ચંદ્ર ચાલ્યો તજીને ચકોરી,**
**લોભાવી લીધાં ચિત વિત ચોરી;**
**ઉભી ઝુરે પ્રેમની ઘેલી ગોરી,**
**હા...હા...ગયા કાળજું કાન્ત કોરી.**

ચકોરી, પ્રેમઘેલી ચકોરી, તું શાંત થા; કાલ રાતે તારો ચંદ્ર આવશે !

**ચૈતન્ય**—રસિલી પ્રિયા, ચંદ્ર શું અને ચકોરી શું ? આ શું બોલેછે ?

**કમળા**—( આકાશ ભણી આંગળી કરી ) આ કઠોર હૃદયનો ચંદ્ર આ પ્રેમઘેલી ચકોરીને પ્રેમપાસમાં નાંખી ચાલવા લાગ્યો ! અરે તેને ચકોરીની જરા પણ દયા આવતી નથી ! કેવો વજ્ર હૈયાનો ! ચંદ્ર, ચંદ્ર, તું આવો કઠોર કેમ થાય છે ? વિયોગનાં બાણ તે શું વ્હાલાને માટે ! [ ચંદ્રને ચાલતો જોઇ ] હા...હા એતો ચાલવા લાગ્યો !

**ઉપજાતી છંદ.**

**ઘેલી ચકોરી શીદ દુઃખ આણે,**
**પીડા કશી તાહરી ચંદ્ર જાણે;**
**ફંદે ફસાઇ ભૂલિ ભાન ભોળી,**
**ગેબી તને વાગી વિયોગ ગોળી.**

ચકોરી, ચકોરી શાન્ત થા. પ્રેમનો પંથ જ એવો છે.

### સોરઠો.

**વાગ્યાં જેને બાણ, ઘાવ પડયા ઉંડા ઉરે;**
**પ્રેમી જનના પ્રાણ, પરખે પીડા પ્રેમની.**

પળમાં સંયોગ, પળમાં વિયોગ, ઘડીકમાં પ્રેમી આવીને પ્રેમામૃત પાઇ ત્રપ્ત કરે; આનંદ સાગરમાં નવરાવી દે, અને ઘડીમાં ન્યારો થઇ શોક સાગરમાં ડુબાવી દે.

### સોરઠો.

**પ્રેમી જનના પ્રાણ, બાંધ્યા કાચે તાંતણે;**
**સાથે હર્ષને હાણ, હીંદાળે હલવાઇ મરે.**

માટે હવે તું તારૂં મન વાળય. જોને બિચારૂં કમળ પણ એવુંજ દુ:ખી છે.

**ચૈતન્ય**—અરે વ્હાલી અત્યારે તું આ શું બોલે છે? તારૂં ચિત્ત ઠેકાણે છે કે નહિ?

**કમળા**—ચિત્ત ચંદ્રમાં છે.

**ચૈતન્ય**—કોનું?

**કમળા**—ચકોરીનું!

**ચૈતન્ય**—તેમાં તારે શું? ઉઠ, ઉઠ, મારે યત્નના કાર્ય માટે ગામ જવાનું છે!

**કમળા**—તે જશોજ તો. મારા રોકયા કયાં રહેવાના છો. અરે ચકોરી હવે તું પ્રેમીના વિશ્વાસમાં મિથ્યા ફાંફાં મારીશ નહિ. તારો પ્રેમી તને પટાવીને ચાલતો થયો. ચકોર ચંદ્ર ચકોરીને છેતરી ગયો. ચંદ્ર તારૂં હૃદય આવું કઠોર કેમ છે? ચંદ્ર, ચંદ્ર પાછો વળ; તારી પ્રિયાની સંભાળ લે. તારાથી તો દરિયો દયાળુ કે સરિતાને વિયોગ જ આપતો નથી. સારસ જાતે પક્ષી છે પણ તારાથી વધારે સમજુ છે. ચંદ્ર, ચંદ્ર તું આવો બેદરદી કયાંથી?

**ચૈતન્ય**—અરે વ્હાલી તને થયું શું? કોને બેદરદી કહે છે? ઘેલી થઈ?

**કમળા**—હા...ચકોરી ચંદ્ર પાછળ ઘેલી થઇ; દિવાની બની.

**ચૈતન્ય**—( સ્વગત ) ખરેખર મારી જવાની વાત સાંભળીને આ પ્રેમદા દિવાની બની ગઈ છે. (પ્રગટ) લલિતાંગી આ શો લવારો કરે છે? ચકોરી કયાં છે અને ચંદ્ર કયાં છે?

**કમળા**—વ્હાલા, જુઓ આ ચંદ્ર; તે પોતાની પ્રિયા ચકોરીનો પ્રેમ વિસારી, જવાને તૈયાર થયો છે.

**ચૈતન્ય**—અરે બધું જૂઠું. ચકોરી કયાં છે ?

**કમળા**—જુઓ આ રહી.

**ચૈતન્ય**—કયાં છે ?

**કમળા**—જુઓ વાલમ, વૃક્ષની નીચે ગઈ.

**ચૈતન્ય**—અહીંતો કાંઇ નથી.

**કમળા**—અરે જુઓ આ લતામાં ભરાણી.

**ચૈતન્ય**—લતામાં તો લતા છે.

**કમળા**—ત્યારે જાય કયાં !

**ચૈતન્ય**—તે તું જાણે.

**કમળા**—અરે હા. હા. જુઓ પુષ્પની વાટિકામાં ભરાઇ ગઇ.

**ચૈતન્ય**—અરે વાટિકાગાં તો નવપલ્લવ નવીન ડાળીઓ છે.

**કમળા**—ત્યારે પેલા ચંદ્રે પોતાની પાસે બોલાવી લીધી.

**ચૈતન્ય**—અરે ત્યારે ચંદ્ર કયાં છે !

**કમળા**—આ રહ્યો મારી હથેળીમાં.

**ચૈતન્ય**—અરે ઘેલી, આટલામાં તો ચંદ્રે નથી અને ચકોરીએ નથી ? ચંદ્રતો આકાશમાં હોય; તારી હથેળીમાં તે આવે ? સમાય ?

**કમળા**—હથેળીમાં શું, નખમાં સમાય ! આંખમાં સમાય !

**ચૈતન્ય**—ત્યારે બતાવ મને. હું તો ચંદ્રે જોતો નથી ને ચકોરીએ જોતો નથી.

**કમળા**—ઘણી નવાઇની વાત ! હું ચંદ્રને જોઉછું ને તમે ચકોરીને નથી દેખતા.

**ચૈતન્ય**—હા ... હું સત્ય કહું છું કે મને કાંઇ જણાતું નથી.

**કમળા**—ત્યારે તમે ચકોરીને જોવા ઈચ્છતાજ નહિ હો. તમારા હૃદયમાં જ કાંઇ છે.

**ચૈતન્ય**—મારૂં હૃદય નિર્મળ છે; અને હું ખરા અંતઃકરણથી ચકોરીને જોવા ઇચ્છું છું.

**કમળા**—સત્ય કહો છો ?

**ચૈતન્ય**—હા, સત્ય કહું છું.

**કમળા**—પછી પળવું પડશે.

**ચૈતન્ય**—જરૂર.

**કમળા**—જોજો.

**ચૈતન્ય**—સારૂં.

**કમળા**—નક્કી ?

**ચૈતન્ય**—ખચીત.

**કમળા**—( ચૈતન્યનો હાથ ઝાલીને ] જુઓ ત્યારે તમે મારા ચંદ્ર, ને હું તમારી પ્રેમઘેલી ચકોરી.

**ચૈતન્ય**—[ હસીને ] વાહરે કામણગારી ! તેં તો મને ખૂબ ઉડાવ્યો ! વારૂ વિમળાંગી તારા વચનામૃતથી હું કદીપણ તૃપ્ત થવાનો નથી; પણ અત્યારે મારે યજ્ઞમાં જવાનું છે માટે રજા આપો.

**કમળા**—ના હું તમને નહિ જવા દઉં.

**ચૈતન્ય**—પ્રિયા તમને જેટલો મારો વિયોગ કઠણ લાગે છે, તેનાથી અધિક કઠણ મને તમારો વિયોગ લાગે છે; પણ ગયા વિના સિદ્ધિ નથી; માટે રજા આપો.

**કમળા**—ત્યાં કેટલા દિવસ રહેશો ?

**ચૈતન્ય**—બે દિવસમાં હું પાછો આવીશ.

**કમળા**—જો જો હો, વાયદો જશે તો વિપરીત થશે ! આ ચકોરી આશાને આધારે જીવશે.

**ચૈતન્ય**—લ્યો લલિતા હવે રજા આપો !

**કમળા**—હા...રજા...રજા...રજા તો મારાથી નહિ અપાય.

**ચૈતન્ય**—વ્હાલી હવે આમ ઘેલાં ન કાઢો ! !

**કમળા અને ચૈતન્ય**— **ગાયન.**

અલબેલા, રસિલા, રંગિલા ન જાઓ, ન જાઓ, ન જાઓ.
મન મેલા છબીલા હઠીલા ન થાઓ, ન થાઓ, ન થાઓ.
વિના વસંતે કોકિલા, જળ વિણ કદળી સુકાય,
વૃંદ વિના મૃગલી વને એકલી ઉર અમુંઝાય;
કાન્તા જવાદે તું શાન્તી ધરી, માનીજા માનુની મારૂં જરી;
જરા સમજે તો ઠીક, શું કહું અધિક, જાઓ રસિક;
પ્રિતમજી વચને પળજોરે, વાલમજી વ્હેલા વળજો રે;
પિયુજી પધારો, સહુણા સધારો, સિધાઓ સિધાઓ-૦

( પડદો પડે છે. )

# પ્રવેશ ૨ જો.

**પાત્રો**—કંદર્પસેન, માનાસુર, મહાસુર અને દૂત.

**કંદર્પ**—મિત્ર માનાસુર, કમળાદેવીનું હરણ કરી લાવવા મેં મોહાસુરને કેટલાક દિવસથી મોકલ્યો છે; પણ હજુ સુધી તે આવ્યો નહિ; એ દીલગીરીનું કારણ છે; શું તે કાંઇ સપડાઇ ગયો હશે ?

**માનાસુર**—એને સપડાવે એવું કોઈ ત્રિલોકમાં નથી. તે એક અજીત યોદ્ધો છે; અને માયાવી છે; માટે તેની કાંઇ ચિન્તા કરવાનું કારણ નથી.

**મહાસુર**—એ કરોડો મહારથીની આંખમાં ધૂળ નાંખીને પોતાનું કામ પાર પાડે એવો સમર્થ છે.

ગીતિ છંદ.

**મનને મોહ લગાડી, ઉર આંખ્યોને નાંખી દે આંધી;**
**મહારથી મોહાસુરને, અહિતળમાં પણ કો ન શકે બાંધી.**

તેમ છતાં આપણી તરફથી દૂત ફરે છે; તે તપાસ લાવ્યા વિના રહેશે નહિ. ( દૂત આવે છે. )

**દૂત**—( નમીને ) મહારાજા હું આપને પ્રણામ કરૂં છું.

**કંદર્પ**—વિજયનગર તરફના શા સમાચાર છે; તે કહો.

**દૂત**—રાજેન્દ્ર કહેવાને જીભ ઉપડતી નથી.

**કંદર્પ**—કહો, કહો શું મોહાસુરને દક્ષરાજે કેદ કર્યો છે ?

**દૂત**—ના અન્નદાતા, કેદ તો નથી કર્યો; પણ કમળાદેવીનું હરણ કરી લાવતાં રસ્તામાં તેમને કોઇ ચૈતન્ય નામના ઋષિપુત્રે મારી નાંખ્યા છે. ચૈતન્ય કમળાદેવીને મહારાજા દક્ષરાજ પાસે લઇ ગયો; અને દક્ષરાજે પ્રસન્ન થઇ તે કન્યા ચૈતન્યની સાથે પરણાવી ! !

**કંદર્પ**—અરે હાય ! હું આ શું સાંભળું છું ? મોહાસુર મરેજ કેમ ! કમળાદેવી બ્રાહ્મણને હાથ જાયજ કેમ ! આ શો વિપરીત બનાવ ! ! [ મુર્છિત થાય છે. ]

**મહાસુર**—મહારાજા શાન્ત થાઓ, સાવધ થાઓ, વિર પુરૂષોને શોક કરવો ઘટતો નથી.

**માનાસુર**—મહારાજા ! જો દૂતનું કહેવું ખરૂં હોય તો વિશેષ

હિંમત ધરવાનો પ્રસંગ છે.

**કંદર્પ**—( સાવધ થઇ ) તમારૂં કહેવું સત્ય છે; મોહાસુરને મારનાર ચૈતન્ય કોઇ ઋષિ પુત્ર નથી; પણ નિશ્ચય મહારાજા જ્ઞાનચંદ્રનો પુત્ર મારો પિત્રાઇ ભાઇ છે. અરે હાય હું જાણુતો હતો કે એ પાવકમાં બળી મુઓ છે; પણ તે સુરક્ષીત છે. એ સાંભળીને મારા દુઃખનો પાર રહ્યો નથી. અરે હાય...કંદર્પસેનના જીવતાં કમળાદેવી શત્રુનું ઘર શોભાવશે ? હા...એ બનેજ કેમ ! બસ કાંતો હું નહિ કે કાંતો એ નહિ ! પણ કમળાને લાવવી, લાવવી અને લાવવી જ.

**મદાસુર**—મહારાજા શાન્ત થાઓ, જ્યાંસુધી હું તથા માનાસુર આ પૃથ્વીમાં હયાત છીએ ત્યાંસુધી આપને ભય હોયજ નહિ; આપના મનોરથ અફળ જાયજ નહિ; અને આપના શત્રુ સુખથી સુવેજ નહિ.

**માનાસુર**—મહારાજા ચાલો આપણે ત્રણે જણા કમળાના આશ્રમમાં જાતે જઇએ; અને ઘટીત ઉપાય કરી અર્થ સિદ્ધિ કરી આવીએ.

**કંદર્પ**—અરરરર માનાસુર ગજબ થઈ ગયો. મોહાસુર જેવો મહારથી મિત્ર ગયો, અને કમળા જેવું રત્ન ગયું ! અરે જ્યારે ચૈતન્યને ઠાર કરી કમળાને મારા મહેલમાં લાવીશ, ત્યારેજ મને શાંતિ વળશે. હા... ભુજંગના દરમાં ઉંદરને આળોટતો ભુજંગ શી રીતે જોઇ શકે ? પોતાનું ભક્ષ શિયાળ લઇ જાય તે સિંહ શી રીતે સહન કરે ? ખરાં મુક્તાફળ બગલો લઇ જાય એ હંસનું કેટલું અપમાન? કમળનાં પુલ જ્યારે કાળ ભૈરવને ચઢે ત્યારે મહાદેવની શી મહત્તા ?

અરે કોઈ મારૂં હીતકારી હોય, વહાલું હોય, તે આ પ્રસંગે ચૈતન્યને ઠેર કરો, દક્ષને કેદ કરો, જુલમ ! જુલમ ! જુલમ ! [ ક્રોધમાં તરવાર કાઢીને ઉઠતો ].

### ઝુલણા છંદ.

**પ્રેમદા આજ પાંચાળના ભુપની, ખલકમધ્યે શકે કોણ રાખી,**
**દંડ જમદૂતને આપવા યોગ્ય હું, ઉજડ અવની કરૂ સઘ આખી;**
**દેવનાં નહિ ગજાં દૈત્ય રહે થરથરી, શું શકે માનવી દૃષ્ટી નાંખી,**
**ઠાર મારૂ અસી તમ રૂધિરે કરૂં કો શકે સિંહનું ભક્ષ ચાખી ?**

( પડદો પડે છે. ) ( જાય છે. )

# પ્રવેશ ૩ જો.

---

**સ્થળ**—બળેલું વન.

**પાત્રો**—નિષ્કુળ અને લક્ષ્મી.

**નિષ્કુળ**— [ સ્વગત પ્રવેશીને ] આહા ! આ જગતમાં મનુષ્યને શિક્ષણ લેવાને માટે સતી કમળા અને વિરભાન્ડકનાં દૃષ્ટાંત અતિ ઉપયોગી છે. ગૃહસ્થાશ્રમમાં કેટલું દૈવત છે; તે મારા સમજવામાં આજેજ આવ્યું. સટ્ટાનો વેપાર કરતાં પહેલી ખોટ ખાય તે ભાગ્યશાળી; હલકી ચોરીમાં પહેલો પકડાય તેના દિન પાધરા; કેમ કે એથી ઉદ્દયની તક મળે છે. હા તેમ મને પણ આ તક મળી છે. જો હું ઉદ્ધતાઇ કરી જંગલમાં નાશી છુટયો ના હોત તો આવો પ્રસંગ કયાંથી મળત ? સંતસમાગમ કયાંથી થાત ? અજ્ઞાનનો ઉન્માદ કોણ સમાવત ! આહાહા ધન્ય છે સતી કમળા-દેવી, હું તારો જેટલો આભાર માનું તેટલો થોડો છે. વાહવાહ વિશ્વેશ્વર તેં મને નાગ રમાડતાં મુકતાહાર આપ્યો. (વનને બળેલું જોઇ) વાહ સતી કમળાદેવી તેં તારા પતિવ્રતના પ્રભાવે ચાર જોજન દુર રહીને પણ અગ્નિને શાન્ત કર્યો છે. [ લક્ષ્મી ધ્યાનમાંથી જાગૃત થાય છે. નિષ્કુળ એક કોરે ઉભો રહે છે. ]

**લક્ષ્મી**—(આશ્ચર્યતાથી) ઓહો આ શું ? આ વન બળેલું કયાંથી ! અરે આતે બળેલું છે કે મારી આંખ્યો ભુલાવો ખાય છે ? લાવ્ય જરા તપાસ કરૂં ! [ મરૂઢીની આસપાસ જુએ છે. ] અરે આ તો આખું વન બળીને ભસ્મ થઇ ગયું છે. આવા પ્રલય કાળના અગ્નિમાંથી મારી મરૂઢી બચી એ આશ્ચર્યજનક છે ! અરે આશ્ચર્ય શું એ તો મારા તપનો પ્રભાવ છે ! ઉંદર જેમ બિલાડીથી, વાઘ શાગોથી, અને નાગ જેમ જેમ નોળ-વાથી નાશી જાય છે; તેમ અગ્નિ પણ મારા તપના પ્રભાવથી ભયભીત થઇ નાશી ગયો જણાય છે. આહા નિશ્ચય હવે મારામાં કાંઇ નવીન દૈવત આવ્યું ! હવે હું નારી નથી પણ ત્રિલોકને આધીન કરનારી શક્તિ છું.

**નિષ્કુળ**— [ સ્વગત હસતો ] અરે, આ મુર્ખી અમસ્તી ફુલાઇ મરે છે; ચંપો મ્હેકે છે, ને આકડો અભિમાન આણે છે; શુરો જીતે છે ને કાયર કુદકા મારે છે; મીયાં મારે છે ને પીંજારા ફુલાય છે; વકીલો દાવા

જીતે છે ને ગુમાસ્તા શરપાવ માગે છે; ભલા ભગવાન કોઇ મન મુખ નથી.

**લક્ષ્મી**— [ સ્વગત ] હું તો હવે બીજી અંજની, વિશ્વામિત્રની હરીફાઈ કરનારી આ પૃથ્વીમાં હું એકજ નારી છું. હવે હું ધારૂં તો આ વિશ્વના પ્રવાહમાં પણ કેટલાક ફેરફાર કરવાના છે તે કરી શકું. બસબસ અત્યાર સુધી નારી માત્રે પુરૂષની ગુલામગીરી કરી છે; પણ હવે એ પુરૂષને માથે મુકી હોય તો તે તદન વ્યાજબી છે; યોગ્ય છે; નહિ તો નારી માત્રને વૈરાગ છે એજ ખરો છે. એમ થશે ત્યારેજ પુરૂષો નિર્માની થઇ નારીની પ્રાર્થના કરશે.

**( નેપથ્ય )**—

" ગૃહસ્થાશ્રમ સુખકારી સંસારમાં ગૃહસ્થાશ્રમ સુખકારી. "

**લક્ષ્મી**— (ચમકીને) અરે ! આ અવાજ કયાંથી આવે છે? કોણ બોલે છે ! જેમ એક કુવાનો દેડકો કુવા જેટલીજ પૃથ્વી જાણે છે; તેમ આ ગાનારો પણ ગૃહસ્થાશ્રમનેજ વખાણે છે. લાવ્ય તપાસ કરૂં તે કોણ છે ! [ નિષ્કુળ પાસે આવે છે. ] અરે અંધ તું પુરૂષ થઇ નારીના આશ્રમમાં કેમ આવ્યો છું ? મુર્ખ હું પુરૂષનું મુખ જોતી નથી; પુરૂષનો પડછાયો લેતી નથી માટે દુર રહે.

**નિષ્કુળ**—બ્હેન આટલાં બધાં શું કરવા તપી જાઓ છો ? હું તો ભગિની ભાવે તમારાં દર્શન કરવા આવ્યો છું. તમે પુરૂષથી અળગા કેટલા દિવસ રહેશો ? પુરૂષનો નારી વિના ઉદ્ધાર નથી; ને નારીનો પુરૂષ વિના ઉદ્ધાર નથી. નરનારી એ તો આ સંસાર રૂપી વસ્ત્રનો તાણોવાણો છે. વાડ રાખે ક્ષેત્રને, ને ક્ષેત્ર રાખે વાડને; એ બંનેની અનુકુળતામાંજ મુક્તિરૂપી અનાજ પાકે છે.

**લક્ષ્મી**—તાણોવાણો કપાસમાંથી બનેલાં છે, વાડક્ષેત્ર ધરતીમાંથી થયા છે; તેમ નરનારી ઇશ્વરે બનાવ્યાં છે. અભિમાની પુરૂષો પોતે સ્વતંત્ર રહી નારીઓને પરતંત્ર રાખવા ચ્હાય છે; માટે એના વિના ચલાવી સૌના સરજનહાર ઇશ્વરનેજ પ્રસન્ન કરવા એજ શ્રેષ્ટ પંથ છે. હું ગૃહસ્થાશ્રમને ધિઃક્કારનારી તપસ્વીણી છું.

**નિષ્કુળ**—બ્હેન, નવ સુધી શીખ્યા વિના સોનો હિસાબ થાય નહિ; સ્વરવ્યંજન આવડયા વિના મોટા ગ્રંથ લખાય નહિ; પગથીઆ વિના ઉંચે ચઢાય નહિ; અને બંદરે પહોંચ્યા પહેલાં સ્વદેશ જવાની આશા રખાય નહિ; તેમ ગૃહસ્થાશ્રમ ધર્મ વિના સન્યસ્તનો અધિકાર મળેજ નહિ; સાંભળો—

## ગાયન.

ગૃહસ્થાશ્રમ સુખકારી, સંસારમાં ગૃહસ્થાશ્રમ સુખકારી;
વીલાં પડે તપધારી, સંસારમાં ગૃહસ્થાશ્રમ સુખકારી.
સુનીતિને વશ સર્વેશ્વર રહે છે, ધર્મ એ મોક્ષની બારી;
અવર પરિશ્રમ સકળ અફળ છે, સંત વડા ઘરબારી-સંસારમાં૦
જ્યાંલગી કાયા ત્યાં લગી માયા, બેઠા ન કો પરવારી,
આઘા ખસ્યા તે ઉલટા ફસ્યા છે,હાથ ઘસે છે તે હારી-સંસારમાં.
ગુપ્ત ઘુંચામણુ સર્વને વળગી, સૌ અન્ન જળના અહારી;
મરણુ સુધી નવ માયા મુકાણી, કોણુ કહો અધિકારી-સંસારમાં

**લક્ષ્મી**—( પ્રગટ ) અરે અવિચારી ગૃહસ્થ, તું તો એક સંસારનો કીડો છે; ગૃહસ્થાશ્રમનો ગંગો છું. તપરૂપી કમળનો પ્રભાવ તું શું જાણે ? હું એક બાળકુંવારી યોગ સમાધીની ઉપાસક નારી છું. તેમ છતાં તેં મને મુખ બતાવી મારા તપમાં ભંગ પાડયો, માટે તું શાપને લાયક છું; તથાપિ તારા ઉપર દયા લાવી તને કહું છું કે તું અહીંથી નાસી જા.

**નિષ્કુળ**—અરે અભિમાની અબળા, તું શું નાગણુ છે ? વા ઘણુ છે? શા માટે હું તારાથી નાશી જાઉં ? કંચનને કાટ ચઢેજ નહિ; સત્યને શાપ લાગેજ નહિ; હું અહીં કપટભાવે નથી આવ્યો; પણુ કેવળ તારા કલ્યાણુને સારૂ આવ્યો છું.

**લક્ષ્મી**—અરે મૂર્ખ ! મારૂં કલ્યાણુ મારૂં તપ કરશે. મારા પ્રભુ કરશે. મનુષ્યથી શું થવાનું છે ? તું બીજી નારીઓના જેવી મને પણુ સાધારણુ જાણુતો હઇશ; પણ જો આ બળેલું વન તપાસ, અગ્નિ જેવો સમર્થ દેવપણુ મારી પર્ણકુટીને આંચ આણી શકયો નથી; ને મારાથી ભયભિત થઇ જેમ તેલમાં માંખ ડુબી જાય તેમ ચુપ થઇ ગયો છે; તો તારૂં શું ગજું છે ? તેં આજે મારા આશ્રમમાં પ્રવેશ કરી તારા મરણુનું બીજ રોપ્યું છે, હાથે કરીને કાળના મુખમાં પેઠો છું; તદપિ હજુ પણુ કહું છું કે દૂર જા; નહિ તો શાપ દઇશ.

**નિષ્કુળ**—અરે મદાંધબાળા, હજુ દિવસ નિશાનું તને ભાન નથી; કોઇ ફકીર હોય તે પોતાને અમીર કહેવરાવે, પણુ કોઈ દીનનું દારિદ્ર તેનાથી ભગાયજ નહિ. જેમ કોઇ ગાંડો માણુસ પોતે રાજા છું એમ માને, પણુ પ્રજા તેને માન આપેજ નહિ. જેમ કોઇ અજ્ઞાની કહે કે હું બ્રહ્મ છું, પણુ તેનાથી એક કીડી સરખી નવી ઉત્પન્ન થાય નહિ. જેમ કોઇ મૂર્ખ

કહે કે હું વિદ્વાન છું; પણ તેનાથી સભા જીતાય નહિ; તેવી તું પણ મિથ્યાભિમાની છે. કાચું અનાજ હોય તેજ નડે છે; હળવી ચીજ હોય તેજ ઉડી જાય છે; ને અધુરો ઘડો હોય તેજ છલકાય છે; તેમ જેનામાં કાંઇ સામર્થ હોતું નથી તેજ બડાઇ મારે છે. આ બળતા વનમાંથી તારી પર્ણકુટી બચી ગઈ છે; તેમાં તું તારા તપનો પ્રભાવ સમજે છે, પણ એમાં તારી ભૂલ છે; એ પર્ણકુટી **તારાતપે** નથી બચાવી પણ તારી મોટી બ્હેન **શ્રી કમળાદેવીના પતિવ્રત ધર્મે** બચાવી છે.

**લક્ષ્મી**—(ચકિત થઇ) હેં હેં! મુનિરાજ! આ શું કહો છો? શું તમારૂં કહેવું સત્ય છે? તમે કમળાદેવીને ઓળખો છો?

**નિષ્કુળ**—હા હું ઓળખું છું, ને સત્ય કહું છું કે, તે ત્રિલોક પાવની સતી છે, મારી ત્રાતા છે, અને ગુરૂ છે. એ સતીના સત્યધર્મ આગળ તારૂં તપ દાસીતુલ્ય છે; એના ગૃહસ્થાશ્રમ ધર્મ આગળ તારો ત્યાગ તૃણવત્ છે.

જેમ મણિધર આગળ અળશીયું; હંસ આગળ બગલો, કોયલ આગળ કાગડો, સૂર્ય આગળ તાપણી, ચંદ્ર આગળ આગીઓ, અને સિંહના આગળ શિયાળછે, તેમ સત્ય અને પતિવ્રત આગળ તારૂંતપછે. તારાથી તારૂં આત્મરક્ષણ ના થયું તો બીજાને તું શું ઉગારવાની? ગાજ્યો મેઘ વરસે નહિ ને ભસતો કુતરો કરડે નહિ, તેમ ફુલણજીથી કાંઇ નીપજે નહિ.

બ્હેન એકવાર હું પણ તારા જેવો તપસ્વી હતો, અને તારાથી મને પણ વધારે ગર્વ હતો; તે સઘળો ગર્વ તારી બ્હેન કમળાદેવીએ ઉતારી નાંખ્યો. મને ઉત્તમ ઉપદેશ આપી આભારી કર્યો; હવે હું એનાં યશોગાન કરતો કરતો મારે ઘેર જાઉં છું; અને તને પણ કહું છું કે તું પણ આ તપને છોડી દઈ તારી બ્હેનને શરણે જા; અને એ સતી તને જે રસ્તો બતાવે તે રસ્તે પરવરી તારો નારી દેહ સફળ કર. હું તો આ ચાલ્યો.

**લક્ષ્મી**—(અધીરાઇથી) તપસ્વી, તપસ્વી, મારા ધર્મના બંધુ તપસ્વી ઉભા રહો. પાછા વળો; મારો આશ્રમ પવિત્ર કરો. મેં મારા મિથ્યાભિમાનમાં તમારો તિરસ્કાર કર્યો; હું ભૂલી; મને ક્ષમા કરો. પાછા વળો.

**નિષ્કુળ**—બ્હેન હવે પાછા વળવાનું કામ નથી. (કહી જાય છે.)

**લક્ષ્મી**—(ગાભરી બનીને) હા...તપસ્વી તો પાછા ન વળ્યા! ચાલ હવે આ વનમાં લાહ્ય લાગી! હું પણ મારી મોટી બ્હેનની પાસે જાઉં. (જાય છે.)



# પ્રવેશ ૪ થો.

**સ્થળ**—કમળાની પર્ણકુટી.

**પાત્રો**—કમળા, અનૂસુયા, ભદ્રા, ત્રિવેણી, ભાનુમતિ, ચંદ્રમતિ, મુક્તા વિગેરે રૂષિપત્નિયો, પાછળથી કંદર્પસેન, માનાસુર અને મદાસુર.

**કમળા**—સખી અનુસુયા, આજે વસંત ઋતુની પૂર્ણીમાના મહોત્સવનો દિવસ છે.

**અનુસૂયા**—હા બહેન, પતિ પરમાત્માના પૂજનનો આજે અતુલ્ય મહીમા છે.

**કમળા**—સન્નારીઓનો એજ ધર્મ છે, જેમ દેહનું દૈવત ધર્મ છે. ધર્મનું દૈવત સત્ય છે, અને સત્યનું દૈવત સુખ છે; તેમ દંપતિને પાણી ગૃહણનું દૈવત પ્રેમ છે; પ્રેમનું દૈવત અભિન્નતા છે; અને અભિન્નતાનું દૈવત મોક્ષ છે. આ સંસારમાં મોક્ષની ઇચ્છાવાળી સ્ત્રીયો પતિ અને પરમાત્મામાં ભિન્નતા રાખતી નથી. જેમ લોભી ધનને દેખી, દુકાળીઆ ધનને દેખી, માયાળુ મનને દેખી, ચકોરી ચંદ્ર પ્રકાશથી, કોકિલા વસંતવિલાસથી, અને મુમુક્ષુ સંત સહવાસથી આનંદ પામે છે; તેમ સતી સ્ત્રીયો પણ પતિ દર્શનથી આનંદ પામે છે. પતિની સેવા એજ પરમ લાભ છે.

**અનસૂયા**—ચાલો ત્યારે આપણે પણ પતિ પૂજનની તૈયારી કરીએ.

**કમળા**—(સ્વગત) **સોરઠો.**

**વાલમ ગયા વિદેશ, પ્રેમે નીરખું પંથને;**
**વ્હાલી જોબન વેશ, દલમાં દુભાયા કરે.**

(પ્રગટ) બ્હેન અનસૂયા, મારા પતિ તો પરદેશ ગયા છે; તેથી એ લાભ હું શી રીતે લઇ શકું?

**અનસૂયા**—પ્રત્યક્ષ પૂજનથી માનસિક પૂજનનું ફળ વિશેષ છે.

**સોરઠો.**

**અવર નહિ ઉદ્યોગ, તન મન રસના તે રટે;**
**વ્હાલા તણો વિયોગ, પ્રગટ કસોટી પ્રેમની.**

**કમળા**—હા એ સત્ય છે. ચાલો ત્યારે આપણે સત્યના શુદ્ધોદકથી સ્નાન કરી, શિયલની સાડી, જ્ઞાનનો ઘાઘરો, સુનીતિની કંચુકી, ચતુ-

રાઇની ચુડીઓ, કીર્તિનાં કંકણુ, દયાની દામણી, નમ્રતાની નથની, શ્રદ્ધાની ટીલડી, સંતોષના હાર, હર્ષના હીરા, માઝાનાં મોતી, પરમાર્થની પોંચી, ગુણનો ગોફણો, ગંભીરતાની ગુજરી, વિવેકના વિછુંવા, જસનાં ઝાંઝર, ક્ષમાનાં કલ્લાં, અને ધીરજરૂપી કાંબીના અલંકારો ધારણ કરી, આપણા હૃદય મંદિરમાં પતિ પરમાત્માની તેજોમય મૂર્તિને પધરાવીએ; સ્નેહના સલિલથી તેમના ચર્ણ પખાળી ભક્તિરૂપી કેસર ચંદનનાં તિલક કરીએ; પ્રેમરૂપી ગુલાબ, ચંપો, મોગરો, જાઇ, જુઇ, અને ચંએલીના હાર પહેરાવી; ભાવનાં ભોજન જમાડી તૃપ્ત કરીએ; વધાવી લઇએ; એજ આપણું ઉત્તમ પૂજન છે (સાહેલીઓ આવે છે)

**ભદ્રા**—કેમ કમળા બ્હેન શું થાય છે ?

**કમળા**—( સામી જઇ હર્ષભેર) આવો સખીઓ આવો, હું તમારીજ રાહ જોતી હતી.

**અનસૂયા**—અત્યારે અણધારી બધી સખીઓ એકઠી થઇ છે; ત્યારે ચાલો આપણે એક ગરબો ગાઇએ.

**ત્રિવેણી**—પણ વિષય કયો લઈશું ?

**ભાનુમતિ**—વિષયતો ઇશ્વરે આપણા માથા ઉપરજ મૂકી દીધો છે.

**ચંદ્રમતિ**—હા, હા, સખી એજ વિષય ઉત્તમ છે.

**મુકતા**—વાહ વાહ સખી ! આ શાંતિનો સાગર, કાન્તિનો અંબાર, અને સૃષ્ટિનો શ્રૃંગાર ચંદ્રરાજ તેની સોળે કળા સહિત કેવો પ્રકાશી રહ્યો છે !

**ભદ્રા**—એનો આનંદ તો ઓરજ છે. કેવી શિતળતા છવાઇ ગઇ છે !

**ત્રિવેણી**—એની તો ખુબીજ વિચિત્ર છે. એ તેની શિતળ પ્રભાથી કંઇકને રાસ રમાડે છે; ને કંઇકને ત્રાસ પમાડે છે !

આહા ! અત્યારે એ ચંદ્રરાજે આ ચંદનીરૂપી મોહની જાળ પ્રેમી જનોનાં મન હરણ કરવાને માટે કેવી પ્રસારી દીધી છે !

**ભાનુમતિ**—અરે સખીઓ, એતો અત્યારે પોતાની પ્રિયા રોહણીના આનંદ રંગમાં રંગાઇ ગયો છે, ઘેલો થઇ ગયો છે; તેથી તેનાં શિતળ કિરણો કંઇકને બાળી મૂકે છે તેનું એને ભાન જ નથી.

**ચંદ્રમતિ**—ભાન નથી શું ગુમાનવાળો છે ! પણ જુઓને આ ચંદની તો જાણે વિશ્વરૂપી રંગ મંડપમાં સુવર્ણની જાજમ પાથરી દીધી હોય એમ જણાય છે.

**મુકતા**—ને આ આકાશ તો જાણે તેના ઉપર એક સુંદર ચંદ-

રવો બાંધી દીધો હોય તેમ શોભી રહ્યું છે.

**અનસૂયા**—આ તારા તો જાણે તેજના ગોળા લટકાવી દીધા હોય એમ લખલખાટ મારી રહ્યાં છે.

**ત્રિવેણી**—તે મધ્યે આ અનંત તેજોમય ચંદ્રરૂપી દીપક પ્રકાશી રહ્યો છે.

**ભાનુમતિ**—અરે સખીઓ, એતો શ્રીદેવી રતિરાણીએ પોતાના પતિ મદનરાજને તેના યૌવન બાગમાં ક્રીડા કરવા બોલાવ્યા હશે તેની તૈયારીઓ છે.

**ચંદ્રમતિ**—ખરી વાત છે જુઓ, શિતળ સમીર મદનરાજની પધરામણીની વધામણી આપતો આ પુષ્પની વાટિકામાંથી દશે દિશાએ સુગંધી આપતો પસાર થાય છે.

**મુકતા**—હા બ્હેન હા, અને તે સ્વારીની આગળ આવી સૃષ્ટીને શાન્ત રહેવાની સૂચના આપે છે.

**અનસૂયા**—સખીઓ, વસંતઋતુની બલિહારી છે. જેમ વૃક્ષમાં આંબો, રત્નમાં કૌસ્તુભ, ધાતુમાં કુંદન, અવસ્થામાં યૌવન, કાર્યમાં પરમાર્થ, દાનમાં અભય, જ્ઞાનમાં આત્મજ્ઞાન, ધાન્યમાં શાળી, માન્યમાં રાજ્યમાન અને વિદ્યામાં બ્રહ્મવિદ્યા શ્રેષ્ઠ છે, તેમ ઋતુઓમાં પણ વસંતરાજ સૌથી શ્રેષ્ટ છે.

**કમળા**—બ્હેનો, જેમ સરિતામાં ગંગા, કવિયોમાં વાલ્મિક, ઋષિયોમાં સનકાદિક, પર્વતમાં કૈલાસ, પક્ષીમાં ગરૂડ, પશુમાં ગાય અને દેવતાઓમાં ઈંદ્ર જેમ શ્રેષ્ટ છે, તેમ ગ્રહગણોમાં પણ ચંદ્રરાજ સૌથી શ્રેષ્ઠ છે.

**ભાનુમતિ**—ત્યારે જ્યાં વસંત અને વિભાકર બંને એકઠા થાય ત્યાં શી બાકી રહે ! ત્યાં તો રસની રેલમ છેલા થાય; આનંદનો સાગર ઉભરાય, અને પ્રેમામૃતની લુંટાલુંટ હોય.

**કમળા**—અરે ઘેલી, રસની રેલમ છેલાતો ખરી, પણ કોને ! પ્રેમી જોડાંને, સંયોગી નરનારીઓને; બાકી રોગી વિયોગીને તો આ ચંદ્ર હોળીનો ભડકો, આ વસંતઋતુ સૂકા કાષ્ટ, અને શિતળ સમીર તેમાં ધૃત હોમનારો !

**અનસૂયા**—હા સખી તારૂં કહેવું સત્ય છે. બિચારા વિયોગી નરનારીઓ પોતાનાં પ્રેમ અશ્રુથી સુધાકરના પગ પખાળે છે; અર્ઘ આપે છે; પણ તે તેમની જરાય દયા આણુતો નથી.

**ભદ્રા**—વાહ વાહ વિધુ, તારી જેવી સુંદરતા છે; તેવીજ ચમત્કૃતી છે. તું પ્રેમઘેલા ભ્રમરોને કમળમાં કેદ કરી રીબાવે છે; ચકોરીઓનાં ચિત્ત ચકડોળે ચઢાવે છે. પ્રેમી જનોનાં પવિત્ર લોચનને વિકારવંત કરી તલસાવે છે, અને તેમને પ્રેમરૂપી પાંજરામાં પૂરી તલસાવે છે.

**કમળા**—ચંદ્રરાજ અત્યારે તારા ઉજ્વળ અમલમાં કંઇક ડાહ્યાં દંપતિઓ દિવાનાં થઇ ગયાં હશે! કંઈક લલિત લલનાઓ પૂષ્પની માળાઓ પોતાના પ્રિયતમને પહેરાવી રહી હશે! કંઇક કેસરચંદનના લેપ કરી પોતાના પતિને સુગંધીત સુમનોથી વધાવતી હશે, અને કંઇક વિરહિણી વનિતાઓ પતિને ભેટવા આતુર થઇ બારીએ અટારીએ અને છજે ઝરૂખે ચઢી તેમના જીવનહારનો રસ્તો ઝાંખતી હશે.

**અનસૂયા**—સખીઓ ચાલો ત્યારે આપણે એજ વિષયનો ગરબો ગાઇએ.

**ભદ્રા**—હા ચાલો.

**કમળા અને સાહેલીઓ**— ગરબો.

ચંદ્ર ચઢયો આકાશમાંરે, પેલી કુમુદિની જલ માંહ્ય;
ધ્યાન ચંદ્રનું ધરે, શાન્ત પડી ચકોરી ગાભરીરે લોલ (૨)
બાળા આવી ઝટ બારીએરે, પ્રેમે જુએ પ્રીતમનો પંથ;
કંથ નાવીયા અરે, નાંખે નિસાસા બની બાવરી–ચંદ્ર૦
નાથ નમેરા જઇ વસ્યા, વ્હાલી તજી વિદેશ;
સેજ ભિંજાએ આંસુડે, જુવતી જોબન વેશ.
સખી ખીલ્યાં વાટિકાવન, અગન તનમાં વ્યાપે,
આ ચંદની ચંદન લેપ, કાળજડું કાપે;
રસસાગરને કાંઠે રસીલી, મૂકી મોહનવર ચાલ્યારે,
પ્રીતિને પાંજરે પંખીણી પૂરી, મન માનેત્યાં મા'લ્યા–મોહન૦
કામ કટક ચઢયું કારમું, ઘેરી લીધું અંગ,
વાલમ વિણુ વ્હારે ચઢી, કોણુ સમાવે જંગ;
સખિ વિરહ માર અસિ ધારપાર, ઉર પ્રેમ કટારી સાલે છે;
રસિયા વસિયા, દુર રહી ડસિયા, આ બળતીને શશી બાળે છે;
આવ્યા અલબેલા અલી, થા તરૂણી તૈયાર,
પ્રેમ પૂષ્પ મન મોતીડે વધાવી લે ભરથાર–ચંદ્ર૦

**કમળા**—આહા ! આ વસંતનું રાજ ! ચંદ્રનો પ્રકાશ ! અને સૃષ્ટિની સુન્દરતા ! કેવો સરસ પ્રસંગ !

**મુકતા**—પણ રસિયો ક્યાં ? રસિયા વિના નકામું !

**કમળા**—આહા ! કુદરતનો બાગ ! પુષ્પનો પરાગ ! અને શીતળ સમીરમાં મધુકરોના મદનમંત્ર જેવા ગુંજારવો ! એ કેવો યોગ !

**ભદ્રા**—પણ જીવન ક્યાં ! જીવન વિના નકામું !

**કમળા**—આહા ! સરોવરની પાળ ! આંબાની ડાળ ! અને કોકિલાનું ગાન ! એ કેવી સુખદ ઘડી !

**મુકતા**—પણ ભોગી ક્યાં ? ભોગી વિના નકામું !

**કમળા**—રસિયા, રસિયા, તમે ક્યાં વસિઆ ? આ રસિલીને વસંતમાં વ્યાકુળ મૂકી ક્યાં ખસિયા ? આવો, અલબેલા આવો, જ્યાં હો ત્યાંથી વ્હેવા આવો ! આ દાસીનો દિવસ તો ગયો ! પણ રાત્રી જવી મુશ્કેલ છે ! લાવ્ય જરા ફરૂં. ! **સોરઠો.**

**ફરતાં આવે ફેર, પેરે પગ ચાલે નહિ,**
**ચઢી કેફની લ્હેર, વ્યાલ વિયોગ ડશ્યો મને.**

ચૈતન્ય, ચૈતન્ય, આજ તમારો વાયદો પૂરો થાય છે.

**સાહેલીયો અને કમળા— ગાયન.**

ધીરી ધીરી અધિરા,રટે હૈયામાં હીરા,જાણી એકલી તું એક કાન્તવાળી !
તારૂં મુખડું કરમાય, ( ૨ ) આમ ઘેલી શું થાય? (૨ )
જરા શરમા, જુવાની, બને શુ દિવાની,
નથી કેરી ત્વરાએ પાકવાની—ધીરી ધીરી૦
જારે જારે સખી આમ શું સતાવે ?
ધીરીધીરી તારો શામ કાલે આવે !
દરદીની પીડા જાણે દરદી, બેદરદીને હાંસી પ્રવાસી પંથ જાણે,
વાહ...............વાહ.
વંઝા ન વેદના જાણે પ્રસુતાની પામે, પ્રસુતી પાર ટાણે,
ઓહો ઑય ઑય !—ધીરી ધીરી૦

**કમળા**—અરે સખીઓ આ બળતીને શીદને બાળો છો ? જાઓ આઘાં ટળો, દીસતાં રહો ! જરા ભાન તો રાખો.

**સાહેલીઓ**—ઓહો ! લ્યો ત્યારે આ ચાલ્યાં ! [કહી જાય છે.]

**કમળા**—જાઓ ટળો ! (કમળા ઉદાસ થઇ એક કોરે ઉભી રહે છે;

અને કંદર્પસેન છુપાતો છુપાતો આવે છે.)

**કંદર્પ**--(સ્વગત) **સોરઠો.**

**આપ્યો વિધિએ યોગ, મળી અલબેલી એકલી,**
**હવે મટયા સૌ રોગ, ભેટી ભુજ ઠંડા કરૂં.**

**(પ્રગટ)**—અરે મન મોહની, તું ચૈતન્ય ચૈતન્ય શું કરે છે? જેને તું ચૈતન્ય કહેછે તે ચૈતન્ય નથી, પણ જંગલનો જડ છે; એના ઘરમાં તો તું ખરને ખટરસ; બધીરને ગાન, મૂર્ખને સમસ્યા, અને અંધના આગળ આરસી સમાન છે; એતો તને અરણ્યમાં એકલી મૂકી કોણ જાણે કયાંય અથડાતો હશે! તું એવા અર્ધ દગ્ધ પ્રેમીની અર્ધાંગના ગણાય એ તને કલંક રૂપ છે; પણ જો આ મનસાપુરીનો મહારાજા તારી પાછળ આશક થઇ ભમરાની પેઠે ભમ્યા કરે છે, તેની તૃષા તૃપ્ત કર.

**કમળા**—(ઝબકીને ક્રોધથી) અરે મૂર્ખ, જેમ શ્વાનને એકવાર મારીને કાઢી મૂકીએ છીએ, તોપણ ફરીને પાછું આવેછે; બાવળીઆને કાપી નાંખીએ છીએ તોપણ ફરીને ઉગેછે; તેમ તું પણ નિર્લજ થઇ પાછો આવ્યો છે; એ તારા વિનાશનું કારણ છે; માટે નફટ, નાદાન, હેવાન, પાપી; પિશાચ દૂરથા, નહિતો પસ્તાવું પડશે.

**કંદર્પ**—અરે રસિલી, રંગીલી, છબીલી, આમ છણછણાટ શું કરવા કરેછે? હું તારા યૌવન બાગમાં બે ઘડી વિશ્રામ લેવા આવ્યો છું. તૃષાતુરછું. તારા પ્રેમામૃતનું પાન કરાવી તૃપ્ત કર, અને ભાત રૂપી ભોજન જમાડી અતિથિનો સત્કાર કર. વાહ વાહ—

**શાર્દૂલ વિક્રિડીત છંદ.**

**ચાલે ચાલ મરાલ મસ્ત મદ ઝરા, લંકે કટી લ્હેકતી,**
**ઓરા ગાલ ગુલાબના ગુચ્છ સમા, કુંણી કળી મ્હેકતી;**
**ભોગી આ ભમરો ભમે બની ફિદા, કંજુસ શું થાયછે,**
**લેવાદે રસનો સુસ્વાદ રસિલી સંકોચ શું ખાયછે.**

**કમળા**—અરે અંધ, તું અત્યારે તારા સ્વાર્થને અગ્નિમાં ઝીકવા આવ્યો છું. હું વ્યભિચારી નારી નથી, પણ વ્યભિચારીનો ભોગ લેનારી પતિવ્રતના પ્રતાપવાળી પાવકની જવાળા છું, વિષની વેલીછું, તારા રક્તનું પાન કરનારી જવાળામુખી દેવીછું. અહીં તારા મનોરથ કોઇપણ રીતે પાર પડવાના નથી. માટે— **સોરઠો.**

**કર્મહિણા કંગાલ, નાગણને છંછેડ ના,**
**ધિંગા ધણિના માલ, માથા સાટે ના મળે.**

માટે દુર જા. દુષ્ટ, ભૂતનો સ્વભાવ રાખે છે પણ ખરો મંત્રવાળો મળ્યો નથી ત્યાં સુધી ?

કંદર્પ—તું ગમે તેટલી હાડ મારી કર;પણ હું તને છોડવાનો નથી.

**કમળા**—અરે મને લેતાં તો તુંજ લેવાઇ જઇશ.

**સોરઠો.**

**છરા વિના છુંદીશ, ખાશે ગર્દન ગીધડાં;**
**કટકા કોડ કરીશ, ઝડપી નહિ લે જોગણી.**

મુઆ અસુર, સંગ્રામમાં યુદ્ધ કરીને મર કે જોગણીઓના ઉપયોગનો થાય.

કંદર્પ—પ્રિયા, તારી પ્રાપ્તિને સાટે પ્રાણ અર્પણ કરી બેઠો છું. વાહ વાહ ! મરતાં, મરતાં પણ તારા કમળ જેવા કોમળ હાથનો સ્પર્શ થશે એજ હું મારો ભાગ્યોદય માનીશ. પ્યારી તું પાવકની જ્વાળા છે, તો હું ફુદું છું. તું મારા રક્તનું પાન કરીશ તો હું તેના સંચયનું સાર્થક સમજીશ. ચંદ્ર વદની મારા પ્રેમની કદર કર. નગુણી ન થા. લલિતાંગી હું તને મારો પ્રાણ ગએ પણ છોડવાનો નથી.

**કમળા**—અરે દુષ્ટ, ઉંદર જેમ કણની આશાએ નાગનો કંડીઓ કાપી કાળના મુખમાં જાયછે; માંછલાં જેમ કણેકની આશાએ જાળમાં પેશી જીવ જોખમમાં નાંખેછે; મૃગલાં જેમ વીણાના નાદથી પારધીના બાણે વિંધાય છે; તેમ તું પણ તારી અપવિત્ર ઇચ્છાનો બળી થયોછે. મૂર્ખા મારા પગનું પગરખુંએ તારા હાથમાં આવવાનું નથી,

**કંદર્પ**—વ્હાલી, તારા પગનું પગરખું તો હું મારે માંથે લેવા તૈયાર થયોછું. અત્યારે હું તારા ઉપર ફિદા થઇ ગયોછું; તારી નજરમાં આવે તે કર; પણ મને તો તારા હ્રદયકમળમાં સ્થાન આપી કૃતાર્થ કર !

**કમળા**—( સ્વગત ) **દોહરો.**

**ઘોમરનારી થાયલો, વાધરી વાડે જાય,**
**મરણ ભમાવે માનવી, ભાવીથી ભૂલાય.**

દુર્જનના મોઢા આગળ સજ્જનનું સજ્જનપણું ક્યાંસુધી રહે ?

**( પ્રગટ )** નીચ તને ચિત્તામાં સ્થાન મળશે. યમપુરીના દરવાજા તારા માટે ખુલ્લા છે.

**કંદર્પ**—જે થવાનું હોય તે ભલે થાય પણ હું તને છોડવાનો નથી.

### સોરઠો.

**વરસે ધારા બાણ, શિર પાષાણ પડે તૂટી,**
**ઝડપે જીવ જમરાણ, તોય તને છોડું નહિં.**

**કમળા**—અરે દુષ્ટ, ભુજંગનો મણિ, સિંહની મૂછ, શૂરાનું શસ્ત્ર, કાચબાની કરોડ, અને મૃગની નાભીની કસ્તુરી જેમ જીવતાં સુધી બીજાને હાથ જતાં નથી; તેમ હું પણ મારા શરીરમાં પ્રાણ હશે ત્યાંસુધી તારે હાથ આવવાની નથી; તે નિશ્ચય સમજજે.

**કંદર્પ**—કામણગારી હવે શીદ ટીંગળાવે છે ? હું કામાગ્નિથી તૃપ્ત થએલો છું. દિવાનો છું. તારા વિના મને બીજુ કાંઇ સુઝતું નથી, માટે મને તારા સ્નેહ સાગરમાં સ્નાન કરાવી શીતળ કર. બચાવી લે. અલબેલી, આમ અતડી શું થાય છે. છબીલી આમ છણછણાટ શું કરવા કરેછે ? મારા સામું જરા પ્રેમકટાક્ષે જો. હવે તારો ને મારો મુએ છૂટકો છે. જો તું સીધી રીતે નહિ આવે તો મારે તને બળાત્કારથી લઇ જવી પડશે.

**કમળા**—અવિચારી, પતિવ્રતાને સતાવવાથી રાવણની શી વલે થઇ છે તે તું જાણે છે?

**કંદર્પ**--હા, તે રોળાઇ ગયો છે. નિર્વંશ થયો છે તે હું જાણુંછું.

**કમળા**--અરે મૂર્ખ, તારૂં જાણવું પાણીમાં ગયું !

**કંદર્પ**--પાણીમાં જાઓ કે પૃથ્વી ઉપર રહો, પણ હું તને છોડવાનો નથી નથીને નથીજ.

**કમળા**--ચાંડાળ, દુર્યોધનનો દાટ શેનાથી વળ્યો ?

**કંદર્પ**--મોહિની, દ્રૌપદીથી વળ્યો છે.

**કમળા**--ઇંદ્રને સહસ્ર ભગંદર શાથી થયાં ? ચંદ્રને ક્ષય રોગ શાનો છે ? અને કૈયાના મૃત્યુનું કારણ કોણ છે ? તે તું જાણેછે ?

**કંદર્પ**—હા હા મનમોહની, હું જાણું છું, ઇંદ્ર ચંદ્રને અહલ્યાનો મોહ પુગ્યો છે ! ને કૈયાના નાશનું કારણ સૈરંધ્રી રૂપે દ્રૌપદી છે.

**કમળા**—ત્યારે દુષ્ટ તારી પણ એજ વલે સમજજે. તું પણ એમજ પીલાઇ જવાનો છે ! દમયંતીએ પારધીને જેમ ભસ્મ કરી નાંખ્યો હતો તેમ હું પણ તને ભસ્મ કરી નાંખીશ.

**કંદર્પ**—ભલે એથી પણ વિશેષ થવાનું હોય તે થાય; તેની મારે

દરકાર નથી; પણ તું ડાહી થઇને તારૂં કેમ સુધારતી નથી? સુન્દરી જેમ સરિતાનું પૂર, કંજુસને ત્યાં યાચકની વાણી, મૂર્ખને સદ્ગુરૂનો ઉપદેશ અને કદર વિનાના માલિકની સેવા નિષ્ફળ જાય છે; તેમ તારૂં યૌવન આવા જંગલના રંકની સાથે રહી અફળ જાય છે.

ગાયન.

પ્યારી તું પિછાન કાંઈ થાય શું દીવાની,
જાયછે જુવાની તારી, જાયછે જુવાની—પ્યારી૦
કાયા તારી કુંદનની, કંથ મળ્યો કાતી,
ભુત કેરા ભુવનમાં, રતિ ન સુહાતી—પ્યારી૦
ભુપતિના ભાગ્યનીશું, ભોગવે ભિખારી,
હજુ બાજી હાથે તારે, ભાવી લે સુધારી—પ્યારી૦

**કમળા**—[ ક્રોધયુક્ત ] અરે ચાંડાળ, હજુ પણ તું તારી અપવિત્ર ઇચ્છા તાણી લેતો નથી; તેથી તું શિક્ષાનેજ પાત્ર છું. તું જ્યારે આટલું આટલું સમજાવતાં છતાં પણ આશાના ડુંગર ઉપર ચઢી સંકટની ખીણમાં પડવા તૈયાર થયો છું; ત્યારે હું તને શાપ આપુંછું કે તું અંધ થઇ જા. પાપી જે કર્મો તેં હસી હસીને કર્યાં છે તે તું જીવતાંજ રોઇ રોઇને ભોગવજે. તેં મારા સમક્ષ મારા પ્રાણનાથની નિંદા કરી તેથી તેમના યશોગાન તારી જીભેજ તારે ગાવાં પડશે; અને તેમનાજ આપેલા અન્નથી તારૂં આંધળું ઉદર ભરાજો. [ કંદર્પ આંધળો થઇ જાય છે ને થર થર ધ્રુજે છે. ]

**કંદર્પ**—[ નીચો નમીને પગે લાગતો ] ક્ષમા કરો માતુશ્રી ક્ષમા કરો. મહાદેવી મેં તમારૂં આટલું બધું મહાત્મ જાણ્યું નહોતું; પણ આજે મારી ખાત્રી થઇ કે તમે ખરેખરાં ત્રિલોકપાવની સતી છો. માતુશ્રી હું તમારો અપરાધી છું, દાસ છું મને ક્ષમા આપો!! [ રૂદન કરે છે; એ સાંભળી માનાસુર અને મદાસુર આવે છે. ]

**માના-મદાસુર**—ક્ષમા, ક્ષમા, મહારાજ, શા માટે રૂદન કરો છો? અમને કાંઇ આજ્ઞા કરો.

**કંદર્પ**—અરે માનાસુર, મદાસુર, જે કમળા ઉપર હું કુદષ્ટી રાખીને આવ્યો છું તે મારૂં અજ્ઞાન છે, ભૂલ છે; એના શાપથી હું અંધ થયો છું. મને કાંઇ દેખાતું નથી. તમે તે ત્રિલોકપાવની સતીની ક્ષમા માગો,

પગે લાગો અને મને અહીંથી સત્વર લઇ જાઓ.

**માના—મહાસુર**—( પગે લાગી ) જય, જય જગદંબે ! અમારા અપરાધ ક્ષમા કરો. (કંદર્પ લાંબો થઇ પગે પડેલો છે; અને બે જણા બે બાજુએ ધુંટણીએ પડેલા છે. અને કમળા રક્ત નેત્ર કરી ક્રોધમાં ઉભેલીછે.)

**ટેબ્લો.**

# પ્રવેશ ૫ મો.

**પાત્રો**—વિષવંતી, લાલા, લીલા, કપટચંદ, છળચંદ, કુમતિ અને મંદમતિલાલ.

**વિષવંતી**—લાલા, ગઇકાલે જે શેઠીઆને ત્યાં હું નૃત્ય કરવા ગઇ હતી તે એક શોખીન અને સેહ્રાણી જુવાન છે; આ શહેરનો પ્રખ્યાત ધનવાન છે; તે જો મારી જાળમાં ફસાઇ જાય તો આપણો બેડો પાર પડે. મારી ધારણા તેની સાથે પ્રીતિ કરી તેની દોલત પાણી કરવાની છે; માટે તે જો અહીં આવે તો તમારે બરાબર સમયસૂચકતા વાપરવી.

**લાલા**—અરે આવ્યા પછી તો આપણી જાળમાંથી કયો છુટવાનો છે ! પણ તેમને અહીં લાવનાર તેમના સોબતી છે;માટે તેમને પ્રથમ ફોડવા જોઇએ.

**વિષવંતી**—હા તે હું જાણું છું; ને મેં તેમને આજે અહીં બોલાવ્યા છે.

**લીલા**— એ પણ પાકા તાલમબાજ છે; માટે તેમનો પણ વધારે વિશ્વાસ કામનો નથી.

**વિષવંતી**—તે મારા સમજવામાં છે, પણ અત્યારે વચ્ચે રાખ્યા વિના છુટકો નથી. ( કુમતિ-કપટ અને છળચંદ આવે છે. )

**લીલા**—બાઇ સાહેબ તમે યાદ કરતાં હતાં તે આવ્યા. ( બધાને ) તમારા વિના તો મારી બાઇ સાહેબ ઘેલાં થઇ ગયાં છે.

**વિષવંતી**—ઓહો ! આવરદા તો જબરો છે. હું તમારીજ રાહ જોતી હતી.

**કપટ**—તમે અમારી રાહ જોતાં હતાં, પણ અમે તમારાજ ધાટમાં રોકાયા હતા,

**વિષવંતી**—મોટી મહેરબાની તમારી ! તમે સાચા પ્રેમી છો; ને જેનો હાથ ઝાલો તેને તરછોડો તેવા નથી, એવી મારી ખાત્રી છે.

**કુમતિ**—અરે છોડીએ કેમ ! છોડીએ ત્યારે તો છુટીજ પડયા તો ! !

**વિષવંતી**-ધન્યછે તમારા ટેકને ! પણ પેલા શેઠજીને કેમ ન લાવ્યા ?

**છળચંદ**--એમને લાવવા એ રમતની વાત નથી. એતો માણુ જેવડું મોતી છે.

**વિષવંતી**—મારા મનથી તો તમેજ માણુથી મોટા મોતી છો; પણ જુઓને લાલ માંથે મંદમતિલાલ જેવો નામનો ધણી રાખ્યો હોય તો માલપાણી ઉડાવવાની મઝા પડે; બાકી હું તો તમારીજ છું.

**કુમતિ**—હા, હા, એવું એક ઓડું જોઇએ.

**કપટ**—એમને હું ગમે તેમ કરીને તમારી સાથે વળગાડી દઉં; પણ એમની તરફથી તમને જે મળે તેમાં અમારૂં શું ધારો છો ?

**વિષવંતી**—અરે જાઓ મારા સરદાર ! પૈસોતો લુંડી છે. હજુ ગિનતા રહી ! જે તમારે ખપે તે મારે ન જોઇએ; પછી કાંઇ ?

**છળચંદ**-એતો ઠીકછે, પણ પ્રથમથી ચોખવટ કરી હોય તો વધારે સારૂ.

**વિષવંતી**—ત્યારે જે તમારી નજરમાં આવે તે કહો. ઘી ઢળશે તો ખીચડીમાં.

**કુમતિ**—મંદમતિલાલ પાસેથી તમને જે મળે તે આપણું અર્ધો અર્ધ; કહો મારૂં કહેવું ગેરવ્યાજબી છે ?

**વિષવંતી**—વ્યાજબી છે; ને તે મારે કબૂલ છે. હું પૈસાની ભૂખી નથી, તમારા પ્રેમની ભૂખી છું.

**કુમતિ**—ત્યારે જુઓ; આ બાબતનાં કાંઇ લખ્યાં પત્રાં થતાં નથી અમે તમારે વિશ્વાસે રહીએ છીએ.

**વિષવંતી**—બેલાશક રહો. સાકરના હીરા ગળ્યા તે ગળ્યા.

**કુમતિ**—ઠીક ત્યારે, કપટચંદ, તમે જાઓ ને શેઠને તેડી લાવો.

**છળચંદ**—પણ જો જો હો પેલી મહોરોની થેલીને દાગીનાનો દાબડો ભૂલતા નહિ.

**કપટચંદ**—ભૂલું તે કેમ ! જાઉં છું (જાય છે.)

**કુમતિ**—વિષવંતી જોજે હો; આ ખરૂં ભક્ષ છે. રીઝેતો રાજ આપી દે એવો છે.

**વિષવંતી**—કાંઈ ચિન્તા નહિ; એતો અમારો ધંધોજ છે. (કપટચંદ મંદમતિને લઈ આવે છે તે જોઇ) પધારો, પધારો, મારા પાતળીઆ હું તમારૂંજ સ્મરણ કરતી હતી.

**મંદમતિ**—કેમ વિષવંતી; શી ખબર છે ? શું ચાલે છે ?

**વિષવંતી**—સારી ખબર છે. જ્યાં આપના કદમ થાય ત્યાં ખુશી ખુશાલી શિવાય બીજું હોયજ શું ?

**મંદમતિ**—વાહ વાહ વિષવંતી, તું તો કોઇ ઇંદ્રના ઘરની અપ્સરા છે. તારા જેવી સુંદર નારી મેં આ મહીતળમાં જોઇજ નથી. બસ હું તારા ઉપર ફિદા છું.

**વિષવંતી**—રસિલા સરદાર, હું પણ તમારા જેવો બીજો પુરૂષ આ પૃથ્વીમાં કોઈ જોતીજ નથી. બસ તમારા ઉપર મેં મારૂં તનમન ઓવારી નાંખ્યું છે. જ્યારથી તમને જોયા છે; ત્યારથી મારૂં મન વ્યાકુળ થઇ ગયું છે.

સોરઠો.

**મનના માન્યા રાજ, સુખની લાગી મોહની;**
**હૈયે ચાંપી આજ, દુખડાં ભાગો દેહનાં.**

ખરૂં પૂછો તો તમે મને કાંઇ કામણ કર્યું છે.

**મંદમતિ**—વાહ વાહ રસિલી હું તારી પાછળ દિવાનો થઇ ગયો છું.

સોરઠો.

**કાચી કળીને કાજ, ભાન તજી ભમરો ભમે;**
**ઉદાર થઇને આજ, રાજી થૈ રસ દે નવો.**

**વિષવંતી**—

સોરઠો.

**ભમરો ભમતી જાત, એક તજી બીજે ભમે;**
**કળી જપે દિન રાત, કાયા સોંપે કારમી.**

**મંદમતિ**—અરે એમતે હોય ? વિશ્વાસે વહાણુ ચાલે છે ! વ્હાલી હવે હું તારોજ થઇ ગયો.

**વિષવંતી**—

સોરઠો.

**મીઠા બોલી બોલ, વાલમ શીદને વ્હાવછો,**
**આપો અમને કોલ, કર ઝાલો પછી કંથડા.**

**મંદમતિ**--લે, લે આ કોલ પછી કાંઇ ! જો તને છોડું તો મારા સાત પરીઆની આણુ છે.

**વિષવંતી**—બસ, બસ બહુ થયું મારા સરદાર. હવે મારા છો એવી ખાત્રી થઇ.

**મંદમતિ**—ગુલઝાર, અત્યારે એક ગાયન ગાઇ મારૂં મન તૃપ્ત

કર. તારો મધુર સ્વર સાંભળવાને આ કાન આતુર થયા છે.

**વિષવંતી**—તમે જેમ કહો તેમ કરવાને તૈયાર છું. (ગાય છે.)

**ગાયન.**

વાગી વાગી કટારી મને મહોબતની,
મહોબતનીજ મુલાકતની.—વાગી૰
ઉપર ઘા દેખાયના, ભીંતર ઉર ભેદાય,
પ્રિયતમ આમ પટાંતરે, છુપાઇ નવ છેદાય;
જાગી જાગી જવાળા મને અંગતની.—વાગી૰
સાજન જલ હું માંછલી, તમે કુસુમ હું વાસ.
રંગે રંગ મળી ગયો, કરો હવે ન કચાશ.
રાગી રાગી પ્યારી પ્રિય રંગતની.—વાગી૰

**બધા**—રંગ છે; રંગ છે, વિષવંતી રંગ છે. ખુબ કરી.

**મંદમતિ**—વાહ વાહ મારી માશુકડી, વાહ વાહ. તારો હલકતો હોયને થાય. બસફિદા, ફિદા, ફિદા ( પોતાના ગળામાંથી મોતીનો કંઠો કાઢી આપે છે ) ( કપટચંદને ) કપટચંદ; પેલી મહોરોની થેલી મારી પાસે લાવો. ( આપે છે તે લઇ ) મિત્રો તમે મને આ સ્વર્ગની અપ્સરા સાથે સબંધ કરાવ્યો તેથી હું તમને પ્રસન્ન થઇ આ મહોરોની થેલી બક્ષીસ કરૂં છું; તે તમે સરખે હિસ્સે વહેંચી લેજો.

**કુમતી**—ધન્ય છે; મંદમતિલાલ શેઠ ધન્ય છે તમને ! પરમેશ્વર પૈસો આપે તો તમારા જેવાનેજ આપજો.

**કપટ**-મિત્ર ધર્મ સમજનાર મંદમતિલાલના જેવો બીજો કોઇ છેજ નહિ.

**છળચંદ**—એમની ઉદારતા અને એમની કાર્યદક્ષતા હું બીજે કોઇ ઠેકાણે જોતો નથી.

**મંદમતિ**—મિત્રો, તમે મારા સુખ દુઃખના સાથી છો. તમારાથી મારે કાંઇ વધારે નથી, હું ગાડી ઘોડે બેસીને ફરૂં ને તમે કંગાલ સ્થિતિમાં રહો એ મને કલંક રૂપ છે; માટે તમે પણ ખાઓ પીઓ ને રંગ ઉડાવો. આ પૈસો શું કરવાનો છે ! !

**વિષવંતી**—( ગળામાં હાથ નાંખી ) ખમા, ખમા, ખમા મારા ખાવિંદ હું તમારી સુંદર સુરતપર વારી જાઉં છું.

**મંદમતિ**—વાહ વાહ ગુલઝાર, તારા ગોરા વદનપર હું કુરબાન છું.

હું તને જે આપું તે થોડું છે.

**વિષમંતી**--હું તો તમારા પ્રેમની ભૂખી છું. મારે તો તમે હીરા મોતીના ડુંગર હયાત જોઇએ. તમારી પ્રસન્નતા એજ આ કાયાનું સાર્થક.

**મંદમતિ**—( પ્રસન્ન થતો ) ચાલ દીલદાર ઉડાવ આ ચાર હ-જાર. ( ગજવામાંથી કાઢી નોટો આપે છે. )

**વિષવંતી**—( નોટો લઇ ) ચાર હજારતો શું પણ ચાર લાખ રૂપીઆ હોયતો પણ તે તમારા પ્રેમની આગળ કાંઇ વિશાતમાં નથી મારે તો તમારૂં મુખાર્વિંદ જોઇએ.

**મંદમતિ**—બસ, બસ વિષવંતી તારી વાત પસાર. તું મારી મ્હોરદાર અને હું તારો ભરથાર.

**વિષવંતી**—અરે તમે તો મારા હૈયાના હાર, શરીરના શ્રૃંગાર, ને મુસ્તકના મણિ છો.

**મંદમતિ**—બસ, બસ વિષવંતી, આજથી મારી મિલ્કત તારી છે; ને હું પણ તારો છું. મારાં ઘરબાર વાડી વજીફા એ સૌ તારૂં છે.

**વિષવંતી**—એતો કહેવાની વાતો; એની ભોગવનારી તો કોણ જાણે કીયાએ ગજવામાં રાખી મૂકી હશે.

**મંદમતિ**—અરે ગજવામાં એ નથી; ને ઘરમાંએ નથી. ખાલી સંશય શું કરવા રાખે છે? જો એમ હોયતો લે આ દાગીનાનો ડાબડો, પછી કાંઇ?

**વિષવંતી**—વાહ વાહ મારા દીલદાર વાહ વાહ. હવે મને તમારો પાકો ભરોસો પડયો; પણ જો જો હો, પુરૂષનાં મન ચંચળ હોય છે; પાલવ ઝાલ્યો તો પાર ઉતારજો. અમે તો અબળાની જાત! ભોળી! ઘડીકમાં ઠગાઇ જઇએ! આ હૃદયના કયારામાં પ્રેમનાં બીજ વાવ્યાં તે જતન કરીને ઉછેરી લેજો.

**મંદમતી**—આહા મનમોહની, તને તે હવે હું છોડું? તું તો કનકની લત્તા છું.

**વિષવંતિ**—છબીલા! છેહ ન દેશો. તમે ચંપાછો, વેલને વિંટાવાના સ્થંભ છો!

**મંદમતિ**—અરે રંગીલી, તું તો આકાશની વિજળી છું. તારા તેજના ચમકારે મારી આંખ્યો અંજાઇ જાય છે.

**વિષવંતી**—વાલમ, તમે તો અસાડીલા મેઘ છો. તમારી ગર્જ-

નાથી વિજળી ઘેલી થઇ છે.

**મંદમતિ**—મારી માશુકડી, તારૂં વદનતો ગુલાબનું ફુલ છે.

**વિષવંતી**—છબીલા તમે ફુલની વાસ લેનારા ભ્રમર છો. તાજો તાજો રસ તમારા ભાગ્યનો છે.

**મંદમતિ**—તું તો સુકોમળ મૃગલી છું.

**વિષવંતી**—તમે સિંહ છો. હું તમારી શિકાર છું.

**મંદમતિ**—તું તો રસની સરિતા છું.

**વિષવંતી**--તમે કામકેલીના રત્નાગર છો. ( પ્યાલો ભરી ) લ્યો આ પ્રેમ પ્યાલાનું પાન કરો

**મંદમતિ**--લાવ મારી લલિતાંગી; તારો પ્યાલો દેવતાને પણ દુર્લભ છે. ( પી જાય છે. )

**વિષવંતી**—લ્યો આ બીજો પીઓ.

**મંદમતિ**--બસ કરો, બસ કરો; બહુ થયો. (પરાણે પાય છે.)

**કપટચંદ**—છલચંદ હવે શેઠ બરાબર ચકચુર થયા છે; લાવો પેલો કોરો કાગળ મતુ કરાવી લઉ. ( છલચંદ આપે છે તે લઇ હાથમાં બોળેલી કલમ આપીને ) શેઠ સાહેબ લ્યો આ અરજીમાં સહી કરો.

**મંદમતિ**—( સહી કરી આપીને ) અરે આવી મઝામાં કાગળને શું સળગાવવો છે? લ્યો ઝટ લઇ લ્યો.

**છળચંદ**—જા, જા, કાગળ વેગળો લે. ચાલવા દે મઝા.

**મંદમતિ**—વિષવંતી ઉડાવ એક તાન; તાન બસ તાન.

**વિષવંતી**—જીહાં તૈયાર, તૈયાર સરકાર તૈયાર.

**લાલા, લીલા અને વિષવંતી- ગાયન.**

રસભીના ખેલો રંગરે, રસભીના ખેલો રંગ;
મોહી મોહન રૂપ અનંગરે રસભીના ખેલો રંગ—
પાણી વિના આ પંકજ ઉગ્યાં ખીલ્યાં વિલોકી ચંદ,
શૈલવિના સરિતા વહે છે મ્હાલે મહી મકરંદરે.—રસભીના૦
તમે ભ્રમર હું કેતકી છું, દેશો ન ડંસ કઠોર,
રસ ચુસો રસિયા કરે છે જોબન મારૂં જોરરે.—રસભીના૦

( જાય છે. પડદો ઉપડે છે. )

---

# પ્રવેશ ૬ ઠો.

સ્થળ—તપોવનમાં સરોવરનો કિનારો.
પાત્રો—કમળા, ચૈતન્ય અને લક્ષ્મી.

**કમળા અને ચૈતન્ય— ગાયન.**

નાવ્યા નણદીના વીર, વ્હાલા વિજોગે વ્યાકુળી;
તપે તનમાં રૂધીર, નીર વિના જેમ માંછલી;
રજની સુની રસિઆ વિના, ભીંજે આંસુથી સેજ;
વ્યાધિ વધી અંગ અંગમાં, પ્રેમ વરષ્યા ને ભેજ;
કાયા ન કામની, ચંદ્ર વિના જામની,
(નેપથ્ય)—"શાંત થાઓ શામની, ધારોને ધીર,"
હૈયાના હીર, વ્હાલા વિશ્રાન્તિ ઘો મળી.—નાવ્યા૦

ઓહો પ્રાણનાથ! (કહી ભેટી પડે છે.)

**ચૈતન્ય**—વાહ વાહ વ્હાલી, ધન્ય છે તારા પ્રેમને! તારૂં મુખારવિંદ જોતાંજ મારા સર્વે તાપ શાન્તિ પામી ગયા.

સોરઠો.

**નેના કેરો નેહ, છાનો ના છુપ્યો રહે,**
**જયમ વાદળમાં મેહ, ગરજી ઉઠે ઘડી ઘડી.**

વ્હાલી તું તો વિલાસની વાટિકા છે.

**કમળા**—હા વ્હાલા વનમાળી, તમે તેને સ્નેહરૂપી જળ સીંચી સુશોભિત કરનારા છો. વારૂ વાલમ, રસિલીને વ્હાલામાં વ્હાલું શું?

**ચૈતન્ય**—કંથ, કચોળું, કાંસકી, કંકુ અને કંચુકી; પણ પુરૂષને વ્હાલામાં વ્હાલું શું?

**કમળા**—પદવી, પૈસો ને પ્રતાપ.

**ચૈતન્ય**—ખોટું ખોટું ના આવડયું!

**કમળા**—ત્યારે તમે કહો. તમને વ્હાલું હોય તે તમે જાણો.

**ચૈતન્ય**—પાન પોશાક ને પ્રેમદા.

**કમળા**—તદ્દન ખોટું. જો પ્રેમદા વ્હાલી હોય તો વનમાં રઝળતી

મૂકી ચાલતા થાઓ ?

**ચૈતન્ય**—જરૂર હોય ત્યારે ગયા વિના છુટકો નહિ; પણ જ્યાં જાય ત્યાં જાપ જોબનવંતીનો હોય, રસ રસીલીનો હોય ને પ્રાણ પ્રેમીલીની પાસે હોય તે નથી જાણતાં ?

**કમળા**—જાણું છું કે તમે કામણગારા છો. તમે કોણ જાણે કેવા પ્રકારનું કામણ કરી લીધું છે કે મને તમારા વિના કાંઈ સુઝતું જ નથી. તમારો વિયોગ એક ક્ષણવાર પણ સહન થતોજ નથી. મોહન જ્યાંસુધી આ વદન કમળને પ્રેમી પ્રભાકરનાં દર્શન થાય છે ત્યાં સુધી તે પૂર્ણ પ્રફુલિત રહે છે; પણ જ્યારે પ્રભાકર તેને તરછોડી ચાલવા માંડે છે ત્યારે તરત કરમાઇ જાય છે. એ શું તમારી જાદુગરીનો સંકેત છે ?

**ચૈતન્ય**—અલબેલી, એ તો પ્રેમનો પ્રભાવ જ એવો છે. પ્રેમ એકને વમળમાં નાંખી બીજાને ચેન કરાવતો નથી; પણ બંનેને દમે છે. સચરાચર રમે છે. પ્રેમમાં રંગાએલા પ્રેમીઓ સંયોગને સમે આનંદ સાગરમાં ન્હાય છે, પણ વિયોગના યોગે પરિતાપરૂપી પાવકમાં પ્રજળી મરે છે.

**કમળા**—પ્રિયતમ આપનું કહેવું કદાચિત સત્ય હશે; પણ મારૂં મન સાક્ષી પૂરતું નથી. સૂર્ય વિના કમળ સંકોચાઇ જાય છે, પણ સૂર્યને તે વાતનું કાંઇ દુઃખ લાગતું નથી. પાણી વિના માછલી મરી જાય છે, પણ માછલી વિના પાણીની દુર્ગતી જોવામાં આવતી નથી.

**ચૈતન્ય**—રસિલી, પ્રેમની પીડા ત્રીજા માણસના જોવા સમજવામાં આવતી નથી. જે જળમાં માછલાં નથી હોતાં તે જળ મળવાળું દુર્ગંધી યુકત સત્વર થઇ જાય છે. કમળના વિયોગે સૂર્ય પણ નિસ્તેજ બની જાય છે. પ્રેમનું દરદ બન્ને પક્ષને સરખુંજ હોય છે.

**કમળા**—હૃદયવલ્લભ ક્ષમા કરજો. જેનું કાળજુ કુમળું તેને પ્રેમ શરો; તમારા જેવા કઠોર હૃદયવાળાને પ્રેમ બિચારો શું કરી શકે છે !

**ચૈતન્ય**—લ્યો સારૂં ત્યારે અમે એવા.

**કમળા**—હા, હા, હજારવાર એવા !! હવે હું તમારી સાથે બોલવાની જ નથી.

**ચૈતન્ય**—જો, જો ! નહિ બોલો ? નક્કી નહિ બોલો ?

**કમળા**—બોલાવ્યા વિના કેમ બોલ્યા !

**ચૈતન્ય**—અરે બોલાવ્યા વિના નહિ ચાલે !!

**કમળા**—સારૂં નહિ ચાલે ત્યારે બોલાવીશું; પણ અત્યારે અમારૂં નામ ન દેશો.

**ચૈતન્ય**—અરે અલબેલી બોલો, બોલો !

**કમળા**—ઉંહું ...ઉંહું ... ઉંહું.

**ચૈતન્ય**—અરે રસીલી, જરા બોલો.

**કમળા**—ઉંહું. ઉંહું. ઉંહું.

**ચૈતન્ય અને કમળા**— ગાયન.

માન મૂકી મધુરી માની મોહનનું નામ દે,
પ્રેમ ભુકિ લગાડી કર્યો ઘેલો પ્રિતમનું નામ દે;
ઉંહું .... ઉંહું .... ઉંહું.
કેમ છબીલી તું છણકાણી, રસઘેલી તું શાને રીસાણી,
અલબેલી તું એકવાર નામ દે-ઉંહું-માન૦
ધુતો શું ધુતારા, ઠગો શું ઠગારા, હમો છો શું દારા,
ન સમજાવો, ન ભરમાવો, મોહનજી મારા,
માનુની મનાઓ, રસિલી રીઝાઓ, છબીલી પ્રીતિ રસપાઓ,
શીદ મને બોલાઓ, જાઓ જાઓ ન સતાઓ,
મદમાતી ધરે મનમાં શું માન, જરા મુજ માન;
તજીને ગુમાન, વાલમનું નામ દે—માન૦

**ચૈતન્ય**—બહુ સારૂં ઠીક. ( સરોવરમાં જાય છે; કમળા પાળ ઉપર રીસાઇને ઉભી રહે છે; ચૈતન્ય પાણીમાં જોઇને કમળાના પ્રતિબિંબને કહે છે. ) ઓય તમારો લટકો ! જો, જો હો મટકાવાળાં બોલાવ્યા વિના બોલશો કે હસશો તો તમારી વાત તમે જાણ્યાં ! ચુપ રહો. બોલશો નહિ. [ કમળા હાથ ઉંચો કરે છે. ) હાથ ઉંચો કર્યો કે ? ( કમળા ખડખડાટ હસી પડે છે. ]

**કમળા**—[ હસતી ) બહુ થયું, બહુ થયું મદન મોહન, તમે તો મને બોલાવી દીધી; ને હસાવી હસાવીને પેટ દુખાડયું ! નીકળો હવે બહાર નીકળો.

**ચૈતન્ય**—અરે હાં ! હાં ! જો, જો મારી સાથે હસતાં કે બોલતાં !

**કમળા**—હવે બહુ થયું લટકાળા ! લટકા છોડી દો. બોસો.

**ચૈતન્ય**—( ચાળા કરતો ) અરે હાં...હાં...( પાણીમાં હાથ નાંખી ) છીટ્...છીટ્

**કમળા**—અરે છીંટ તો બજારમાં ! પણ બોલો, રસીલા બોલો ! !

**ચૈતન્ય**—( પાણીમાં જોઇ ) અરે આ શું ? [ હાથ તરછોડી ) છીટ્ છીટ્...છીટ્. હર હર હર ગંગે !

**કમળા**—અરે ગંગે તો હિમાલયના શ્રૃંગે ! પણ બોલો બોલો મારાસમ

**ચૈતન્ય**—(પાણીમાં જોઇ ] છીટ્, છીટ્.

**કમળા**—નહિ બોલો ? બોલો, બોલો.

**ચૈતન્ય**—છીટ્. છીટ્, છીટ્,

**કમળા**—બળ્યું આમ તે રીસાઇએ !

**ચૈતન્ય**—હર હર હર નર્મદે હર !

**કમળા**—હા હા નરમદે ચઢેલા બોલો !

**ચૈતન્ય**—છીટ્...છીટ્.....છીટ્.

**કમળા**—હું ભૂલી ગઇ, ક્ષમા કરો. હવે નહિ કહું. બોલો, બોલો, બળ્યું આમ તે શું કરતા હશો ?

**ચૈતન્ય**—ભોળા, ભોળા શંભુ ભોળા.

**કમળા**—આપે ચૈડવો ને લઈ જાય ગોળા ! ઓ મારા ભોળા શંભુ હવે તો બોલો !

**કમળા અને ચૈતન્ય ગાયન.**

બોલો બોલો જીવન જરી બોલો,
મૂકી મૂકી અબોલા જરી બોલો;
છીટ્....છીટ્....છીટ્.
બળ્યું વાલમ આમ તે રીસાઇએ !
ના, ના મોહન હવે તો મનાઇએ;
છીટ્....છીટ્....છીટ્.
વ્હાલા વચને વેચાણી છું, નયને લોભાણી છું.
બોલે બંધાણી છું રૂશણે રૂંધાણી છું.
બોલોજી બોલો જરી બોલો;
છીટ્....છીટ્....છીટ્.
હવેબોલો.
હર હર હર હર નર્મદે !

અરે નરમદે ચઢેલા જરી બોલો,
હઠીલા જરી બોલો, હૃદય પટ ખોલો
જરા બોલીને માનમાં ડોલો—બોલોબોલો૦

**કમળા**—બસ નહિજ બોલો ? જાઓ ત્યારે હવે મારે તમારી સાથે પણ બોલવુંજ નથી. ( કહી રીસાઇ દૂર ઉભી રહે છે. )

**ચૈતન્ય**—[ સરોવરની બહાર આવી કાગળ વાંચે છે. ] આહા કેવા સરસ અક્ષર ! વાહ જાણે મોતીના દાણા ! લાવ જોઉં તો ખરો કે શું લખ્યું છે !

**કમળા**—( સામું જોઇને સ્વગત ) આ કાગળ એમના હાથમાં કયાંથી આવ્યો ? ઠીક એ શું કરે છે !

**ચૈતન્ય**—( કાગળ લઈ વાંચતો )

" મારી વ્હાલી સખી વિજયા "

તારી પાસેથી સાસરે આવ્યા પછી પ્રસંગોપાત હું તને યાદ કરૂં છું; તારૂં હેત વિસરતું નથી; તોપણ તને એક કટકો કાગળ પણ મારાથી લખી શકાયો નથી; તેનું કારણ માત્ર એજ કે હું મારા હૃદય મણિની સેવામાંથી નવરી પડી નથી; તેથી ખોટું ન લગાડીશ. બહેન, મને મારા મોહને ભુરકી નાંખી કાંઇ નવાજ રંગમાં રંગી દીધી છે; મોહના પાસમાં બાંધી લીધીછે. કામણ કરી ઘેલી બનાવી છે. હવે મને એ રસિઆ વિના કાંઇ બીજું ગમતુંજ નથી. તમે જે મશ્કરીમાં કહેતાં હતાં તે સાચું ઠર્યું છે. બીજું કાંઇ નજરે આવતુંજ નથી. જ્યાં જ્યાં જોઉં છું ત્યાં ત્યાં હું અને મારો રસીઓ. મારૂ ચિત એણે ચોરી લીધું છે; ભાન ભુલાવી દીધું છે. સખી આવા જાદુગરા રસીઆને શી શિક્ષા કરી હોય તો દાઝ હોલાય ? હું ધારૂં છું કે કીકી કરીને આંખમાં પૂરી રાખવો જોઇએ."
( પાણીમાં જોઇને પ્રગટ ) ઓહો ! જે શિક્ષા કરવી હોય તે ખમવાને હું તૈયાર છું

લી.

તારી કમળા.

**કમળા**—( દોડતી જઇ ) વાહરે મારા ચિતડાના ચોર ! ચોરી કરતાં તો સારી શીખ્યા છો ! લાવો લાવો ! મારો કાગળ લાવો.

**ચૈતન્ય**—વાહરે કામણગારી, હારી કે ? વગર બોલાવી બોલી કે ? નહોતું બોલવું ને કેમ થયું ?

**કમળા**—નહિ, નહિ બસ, મારો કાગળ આપો. પછી નહિ બોલું.

**ચૈતન્ય**—કાગળ તમને નહિ મળે. તમે મને આપ્યો નથી.

**કમળા**—તમે પેટીમાંથી ચોરી લીધો.

**ચૈતન્ય**—મેં ચોર્યો નથી; પણ જડયો છે.

**કમળા**—તો ભૂલથી રહી ગયો હશે; પણ મારોછે તે મને આપો.

**ચૈતન્ય**—નહિ મળે!

**કમળા**—જો જો, લઇ લઇશ.

**ચૈતન્ય**—બહુ સારૂ. હું આપીશ ત્યારેકની!

**કમળા**—ઠીક. ( કહી રીસાઇને જાય છે; ને આમ તેમ કુંજમાં ફરે છે; પછી કાંટો વાગ્યો એવી ખોટી બૂમ પાડતી) અરરરર કાંટો વાગ્યો! નાથ દોડો! દોડો! મને કાંટો વાગ્યો.

**ચૈતન્ય**—હાં હાં રસીલી, લાવો હું કાઢી નાંખુ. બતાવો કયાં વાગ્યો છે?

**કમળા**—અરેરે આ જમણા પગમાં વાગ્યો!

**ચૈતન્ય**—( કાગળ જમીન પર મૂકી ) બેસો, બેસો, ગભરાશો નહિ. ( કાઢવા જાય છે. )

**કમળા**—( કાગળ લઇને બેઠી થઇ ) કેમ રસિઆ, કાગળ કેવો લઇ લીધો છે! જય, જય જીવન હાર કેવા હાર્યા છો!

**ચૈતન્ય**—પ્રિયા કહે ના કહે પણ તારામાં કાંઇ અજબ તત્વ છે.

**કમળા**—તે આપની કૃપાજ.

**ચૈતન્ય**—ના, ના, કાંઇ અદ્દશ્ય દૈવત છે.

**કમળા**—જો એમ હોય તોપણ તે દૈવતના દેવ તમેજ છો.

**ચૈતન્ય**—અરે દેવતો આધીન રહીને સેવા કરે એવા મધુર મેવા રૂપ તું તો મોહની છે. **સોરઠો.**

**વ્હાલી તારાં વેણુ, વીણા જાણે પ્રેમની;**
**ઉડે અમૃત ઝેણુ, શરદ પુનમની ચંદની.**

**કમળા**—પ્રાણનાથ, જેમ સૂર્યનું પ્રતિબિંબ દર્પણમાં દેખાય છે: તેમ હું પણ આપની દર્પણ રૂપ દારા છું; તેથી આપનું તેજ મારામાં જણાતું હશે; બાકી મારામાં આપના પ્રેમ શિવાય બીજું કાંઇ નથી.

**ચૈતન્ય**—અરે અલબેલી, તારા મુખમાં મોહની છે; લોચનમાં જા-

ડુ છે, શરીરમાં સ્નેહ છે; પાંપણોમાં પ્રેમ છે; અને ભ્રકુટીમાં ભુરકી છે. પ્રિયા તારી વશીકરણી વિદ્યાએતો મને વગળમાં નાંખી દીધો છે.

**કમળા**--વ્હાલા હું તો તમારી વીણા છું. જેમ વગાડો તેમ વાગું. મારી કળા, મારૂં બળ, મારી મતિ અને મારી ગતિ એ સૌ તમે પોતેજ છો.

**ચૈતન્ય**--આહા ! આ સંસારમાં સદ્‌ગુણી સ્ત્રી એક સાચું સ્વર્ગ છે. ઉષ્ણ કાળમાં શિતળ વિશ્રામ ઠામ કયું ? સદ્‌ગુણી સુંદરી ! શરીરની ભયંકર વ્યાધિમાં અમૃત ઔષધી રૂપ કોણ ? પ્રેમી પ્રેમદા ! માયારૂપી અંધારી રાત્રીમાં જ્ઞાનનો ચંદ્ર કયો ? સતી સ્ત્રી ! જંજાળ રૂપી જંગલમાં મંગળ કરનાર કોણ ? માનુની. આહા સ્વર્ગ તો શું પણ સારી સુન્દરી સાક્ષાત અપવર્ગ છે.

**કમળા**—પ્રાણનાથ ! પતિનો પ્રેમ એજ પત્નીની પ્રભૂતા છે. જેમ ચંદ્રમાં પોતાનું તેજ નથી; પણ સૂર્યના તેજે તેજસ્વી જણાય છે; તેમ પત્ની પણ પતિના તેજે તેજસ્વી જણાય છે. [એટલામાં લક્ષ્મી આવે છે.]

**લક્ષ્મી**—મોટી બ્હેન હું તને પ્રણામ કરૂં છું.

**કમળા**—( આશ્ચર્ય યુકત ) કોણ બ્હેન લક્ષ્મી ?

**લક્ષ્મી**—હા બ્હેન હું તારી હઠીલી લક્ષ્મી. (બંને બેઠે છે.)

**કમળા**—બ્હેન લક્ષ્મી, અત્યારે તું તારૂં તપ મેલીને મને મળવા આવી છું એ આશ્ચર્ય છે. વ્હાલી તારૂં મન કેમ વ્યાકુળ લાગે છે ! બ્હેન તું તો ભગવાનની ભકત છે. તારા મનથી આ સંસાર તુચ્છ છે; તેમ છતાં તને શી ઉપાધી વળગી છે તે કહે !

**લક્ષ્મી**—બ્હેન તમે ત્રિકાળના જ્ઞાની છો; હું તમને શું કહું! હું મારા મિથ્યાભિમાનમાં તમારી અને માતપિતાની શિક્ષા વિરૂદ્ધ ચાલી; એજ મારા દુઃખનું કારણ છે બ્હેન અત્યારસુધી હું જે બાજી રમી તે નિષ્ફળ ગઇ. સોળે સોગઠી કાચી રહી. ચાલી ચાલીને થાકી પણ ઠેરની ઠેર રહી. આખી રાત દળ્યું પણ કુલડી ભરાઇ નહિ. બ્હેન મેં તપ કર્યું તે કુષ્કા ખાંડયા; વેળુ પીલી, વ્યર્થ ગયું ને ફોક થયું. બ્હેન હું દેહ દમન કરીને થાકી, પણ કર્મની રેખા વાંકીજ રહી. ભૂખ તૃષા વેઠીને ભમી; ચોરાશી અગ્નિની જ્વાળા ખમી; પણ અંતર્યામીના દર્શન પામી નહિ. મનની વ્યથા વામી

નહિ ને આનંદની ધુન જામી નહિ; આત્મજ્ઞાન થયું નહિ; અહંપદ ગયું નહિ; ને મારૂં સર્વસ્વ છુટી પડયું.

**કમળા**—બ્હેન ઉતાવળે તે આંબા પાકતા હશે! ધીરે ધીરે સર્વ થાય. આમ અકળાઇ શું કરવા જાય છે.

**લક્ષ્મી**—અરે બ્હેન, સુપર્વનો દિવસ તો સવારમાંથી જણાય. એમ મન વળાવે તે શી રીતે વળે? તમે પરણીને પતિવ્રત ધર્મ પાળ્યો; તેથી તમારામાં જે પરીબળ આવ્યું તે ઢાંક્યું રહ્યું નથી. તમે તમારા દેહનું સાર્થક કરી આવાગમનનું દુઃખ ટાળ્યું; માતપિતાનું કુળ અજવાળ્યું. તમે તમારા સ્વામીની સેવા કરી જે ફળ પ્રાપ્ત કરી શકયાં છો, તે ફળ કલ્પે પણ હું તપથી પામવાની નથી; એવી મારી ખાત્રી થઇ છે માટે મારી પણ એજ ઇચ્છા થઇ છે.

**કમળા**—લક્ષ્મી તું તે શુદ્ધિમાં બોલે છે કે અશુદ્ધિમાં! તારે સંસાર શો! સ્વામી શો! તું તો માયા રહિત સાધવી છે. તારે સુખ દુઃખના ગોટાળામાં શું કરવા પડવું પડે! તારે હર્ષ શોકની ઉપાધી શી? છુટેલી માયાને વળગાડવા પાછી પ્રયત્ન કરે છે એ શું?

**લક્ષ્મી**—બ્હેન, માયાથી કોઇ છુટયું નથી ને છુટવાનું એ નથી. આ કાયા છે. એજ પ્રત્યક્ષ માયાની વાડી છે. સંકલ્પ વિકલ્પ તેનાં વૃક્ષ છે. અને સુખ દુઃખ તેનાં ફળ ફુલ છે. જીવ ઇશ્વર અને માયા એ ત્રણે અનાદી છે, આ સંસાર એ ત્રણની પ્રસાદી છે. માટે બ્હેન સંસારમાં રહીનેજ સર્વેશ્વર ભજવાથી કલ્યાણ થાય છે; એમ મારા મનને સિદ્ધ થયું છે. સત્ય, ધર્મ, નીતિ અને ભકિત એજ મોક્ષનાં દ્વાર છે. ગૃહસ્થાશ્રમ એજ ગોલોકમાં જવાનો પંથ છે. બીજા બધા ભામા છે. માટે મારા ઉપર દયા લાવી મને જેમ દાવાનળના મુખમાંથી બચાવી લીધી તેમ આ પશ્ચાતાપ રૂપી પાવકમાંથી ઉગારી લ્યો; અને મને પરણાવી સુખી કરો.

**કમળા**—બ્હેન પાણી વહ્યા પછી પાળ બાંધવી નકામી છે. ઘર લાગ્યા પછી કુવો ખોદાવવો વ્યર્થ છે; અને વ્યાધિ જામીને અસાધ્ય થયા પછી ઔષધ કરવું એ ફાંફાં છે.

**લક્ષ્મી**—બ્હેન તુંજ મને જ્યારે નાઉમેદ કરે છે ત્યારે બીજું કોણ મારી આશા પૂર્ણ કરશે?

**કમળા**—લક્ષ્મી અત્યારે યોગ્ય વરની ઘણી અછત છે. પરણ્યા પછી પસ્તાવું પડે તેના કરતાં કુંવારા રહેવું સહસ્ર દરજ્જે સારૂં છે.

**લક્ષ્મી**—બ્હેન તું એમ ધારતી હઇશ કે મારે ગાદી તકીએ બેસી હુકમ બજાવવો છે, દાસદાસીઓ પાસે સેવા કરાવવી છે, હીંચોળા ખાટે હીંચી પાનની પીચકારીઓ મારવી છે; અને મહારાણી થવું છે; પણ તેમ નથી. મારે રૂપાળા રંગીલા સાથે, રાજા મહારાજા સાથે, કે શ્રીમંત ત્રિમંત સાથે પાણિગૃહણ કરી રંગભોગ માણવા નથી. મારે સંપત્તિની કે સંતતિની દરકાર નથી. માત્ર મારે તો પતિવ્રત ધર્મની અપેક્ષા છે; માટે ગમે તેવો પુરૂષ હશે તેને પરણવાને હું તૈયાર છું. કદાપિ કોઇ અંધ, અશક્ત, અપંગ કે રોગી યા વૃદ્ધ મળશે તો તેને પણ હું પતિ કરી પરમાત્મા સમાન પૂજીશ; માટે કલ્યાણી તું મારી આશા પરિપૂર્ણ કર.

**ચૈતન્ય**—પ્રિયા શું તમારી ભગનીને હવે પાણીગૃહણ કરવાની ઇચ્છા થઈ છે ?

**કમળા**—હા પ્રાણવલ્લભ, જો આજ્ઞા હોય તો તે કામ હું કરી આવું.

**ચૈતન્ય**—જાઓ સુખેથી જાઓ, તે કાર્ય કરવુંજ જોઇએ, પ્રભુ તેની આશા પૂર્ણ કરશે.

**લક્ષ્મી**—[ પ્રણામ કરી ] હું આપની આશિષ માથે ચઢાવું છું. ( જાય છે. )

( પડદો પડે છે. )

# પ્રવેશ ૭ મો.

**પાત્રો**—વિષવંતી, કપટચંદ, મંદમત્રિલાલ, નર્મદા, નંદા, મણી, શાન્તા, છળચંદ, કુમતિ અને સુમતિલાલ.

**કપટચંદ**—કેમ ગુલઝાર જોયો અમારો બહાર !

**વિષવંતી**—હાયાર ! પાસા પડયા પોબાર.

**કપટચંદ**—પણ હવે તારાં તો ખિસ્સાં થયાં ચિકાર.

**વિષવંતી**—તમેય થયા છો ઠંડાગાર.

**કપટચંદ**—પણ તરતો તારે હાથ આવી છે.

**વિષવંતી**—ત્યારે તમે ક્યાં છાશે છંટાયા છો !

**કપટ**—પણુ કાંઇ તારા જેવી ત્રિજોરી તર થઇ છે.

**વિષવંતી**—અરે જાઓ મારા સાહેબ; અર્ધો ભાગ ખાધોછે તોય આવું બોલો છો.

**કપટ**—ના, ના એ તો જરા ગમત પણુ જોજે હો હવે વધારે સાવધ રહેવાનું છે.

**વિષવંતી**—હા હું જાણું છું. કે તે છેક ભીખારી થઇ ગયો છે. દેવાદારોએ ઘરબાર પડાવી લીધાં છે; ને પાસે માયા પાણીમાં હવે એનો જીવ રહ્યો છે.

**કપટચંદ**—પણુ એની આવી સ્થિતિ જો દરબાર જાણુશે તો આપણા ભોગ મળશે; ને ખાધેલું પાછું ઓકતું પડશે.

**વિષવંતી**—ત્યારે તો ભોગ મળે હવે કેમ કરવું. ખસ્તો કરૂં ? હું એને અભાવ તો બહુ એ બતાવું છું પણ ખ્યાલ છોડતો નથી.

**કપટચંદ**—અભાવ બતાવવાથી અને ખસ્તો કરવાથી તો કામ ઉલટું કથળી જશે; પણુ વિશેષ વિશ્વાસ આપી પ્રેમ બતાવી યુક્તિસર કાંટો કાઢી નાંખવો.

**વિષવંતી**—વાહ તમારી યુક્તિ તો બરાબર છે. બસ એજ ઉપાય કરવો. પછી કોઇની દરકાર નથી.

**કપટ**—અરે દરકાર શું ? પછી તો તું મારી સરકારને હું તારો સરદાર !

**વિષવંતી**—અરે રંગ છે યાર; તમે તો ખરેખરા ખબડદાર.

**કપટ**—અરે વાહરે મારી ગુલાબની કળી,તું તો મને મોટા ભાગ્યે મળી!

**વિષવંતી**—હા મહારા હૈયાના હાર; તમારી સામળી સુરતપર વારીવાર હજાર.

**કપટ**—અરે ગુલઝાર જો તો ખરી, પેલો મંદમતિલાલ આપણી તરફ આવે છે.

**વિષવંતી**—હા, પણુ એ આપણુને વાતો કરતા જોઇ વ્હેમાશે, માટે ચાલો રસ્તે પડી જઇએ. ( જાય છે; એટલામાં કંગાલ સ્થિતિમાં રક્તકોડથી પિડીત મંદમતિલાલ આવે છે. )

**મંદમતિ**—( સ્વગત ) અરે નસીબ, હેરાન, હેરાન, હેરાન, બે બે દિવસથી રંગ પાણી મળ્યાં નથી; વિષવંતીને ઘેર પણુ રોગને લીધે જ

વાયું નથી; અન્નપાણી વિના અડબડીઆ આવે છે પણ શું કરૂં ? પાસે દમડી નથી; સગાં વ્હાલાં કોઇ મદદ આપતાં નથી; ભાઇબંધ દોસ્તદારો દૂર ખશી ગયા; હવે શોઇલાજ ? (વિચારમાં પડેછે; એવામાં એની સાસુ તથા સાળીઓ આવે છે તે જોઇ) આહા આ સામેથી મારી સાસુ તથા સાળીઓ જેવું કોઇ આવતું જણાય છે. ચાલ તેમની પાસે કાંઇ મદદ માગું. (તેની સાસુ, નર્મદા, તથા સાળીઓ નંદા, મણી, અને શાન્તા વીગેરે આવેછે.)

**નંદા**—બા, બા, જો પેલા મારા બનેવી મંદમતિલાલ ઉભા છે.

**નર્મદા**—(હાલ હવાલ જોઇ) અરરર તેમની આવલે ! બ્હેન નંદા તે નઠારા ભાઇબિંધોની સોબતે ચઢી આ સ્થિતિ એ પહોંચ્યા છે. દારૂડીઆ થઇ ગયા છે. પાયમલ થઇ ગયા છે. પેલી કાશ્મિરની ગણિકા તેમના પૈસા ટકા પાણી કરી ગઇ; અને આમને અલ્લા એક બદામ બનાવી દીધા. હરિ, હરિ, હરિ, મારી પ્યારી પુત્રી સુલક્ષણા વહેલી મરી ગઇ તેથી તે સુખી થઇ; ને મારે તેના ભુંડા અદાપ જોવા મટયા, એ ઇશ્વરનો આભાર છે. અરેરે અત્યારે એ જો જીવતી હોત તો મારા દુખનો પાર ન રહેત, પણ ઇશ્વર જે કરે છે તે સારૂંજ કરે છે.

**મણિ**—મંદમતિલાલ કેમ છે ?

**મંદમતિ**—તમે જુઓ છો તેમ છે.

**શાન્તા**—કયાં જાઓ છો ?

**મંદમતિ**—તમારે ઘેર આવવા નીકળ્યો હતો.

**નર્મદા**—શા સારૂ ?

**મંદમતિ**—મારે થોડા રૂપીઆ જોઇએ છીએ.

**નંદા**—કેમ દારૂ લાવીને પીવો છે કે ગણિકાને આપવા છે ?

**મંદમતિ**—ના, ના હું તો અન્ન વિના અટવાઉ છું માટે !

**નર્મદા**—તમારા જેવા દુરાચારીને મદદ કરવી એ તો એક ઇશ્વરનો અપરાધ છે.

**મંદમતિ**—તમને આવું બોલતાં લાજ નથી આવતી ? હું ગમે તેવો પણ તમારો જમાઇ છું.

**નર્મદા**—હું તો દીકરીની સાથે જમાઇને પણ ગએલાજ જાણું છું. જો સારા હોય તો જરા બોલાવીએ ચલાવીએ; નહિ તો જમનું નામ દઇએ તો જમાઇનું દઇએ.

**નંદા**—તમારા જેવા દુરાચારીથી તો અભડાઇ મરીએ.

**મણી**—હું તો તને બનેવી કહેતાંએ શરમાઉં છું; સારૂં થયું જે મારી બ્હેન મરી ગઇ; નહિ તો એના બિચારીનાએ ભોગ મળત.

**શાન્તા**—તમારા જેવા દારૂડીઆની સાથે વાતચિત કરવાથી પણ એબ લાગે છે; તો પછી ઘરમાં તો પગલું મૂકવાજ કેમ દઉં ?

**મંદમતિ**—તમારા માબાપને દીકરો દેતાં શરમ નહોતી આવી ? તમે અત્યારે મારાથી લજવાઓ છો પણ તમારા બાપ મારા પગ ધોતાં નહોતા લજવાયા ?

**નર્મદા**—એતો બાળ લગ્નની ધામધુમમાં જે મોંકણુ મંડાઇ તે મંડાઇ; પણ અત્યારે તો ડામે ના દઇએ. જે થયું હતું તે તમારા વડીલોની ઇજતને લીધે થયું હતું પણ તમારા કપાળમાં તો અત્યારે કોઈ દેનાર નથી.

**મંદમતિ**—હશે જે થઇ ગયું તે થઇ ગયું પણ અત્યારે હું હાલ હવાલ થઇ ગયો છું ; માટે કાંઇક મદદ કરો.

**મણી**—મદદમાં માર ! રસ્તામાંથી પથરા વીણી લ્યો. હતું તે ક્યાં ગયું ! જેણે ખાધુ હોય તેની પાસે જાઓ.

**મંદમતિ**—ત્યારે તમે શું મારી પુંજી સાથે સંબંધ બાંધ્યો હતો ?

**શાન્તા**-ત્યારે શું ધર્મશાળા સાથે બાંધ્યો હતો! દારૂ સાથે બાંધ્યો હતો! ગણિકા ગામીની સાથે બાંધ્યો તો ? ના, ઇજત આબરૂ અને ખાનદાન જાણીને ખાડામાં પડયા હતાં; પણ ઇશ્વરે છુટાં કર્યા એ તેનો આભાર છે.

**મંદમતિ**—તમે આ શું બોલો છો ? જરા શરમ રાખો.

**નંદા**—શરમતો તમને દેખીને ઘણીએ આવે છે; પણ તમે ધરતીમાં સમાઇ જતા નથી, એ ખોટુંજ છે.

**મંદમતિ**—જરા મારા દેદાર તરફ નજર કરો.

**નર્મદા**—દેદાર તો દારૂમાં દટાઈ ગયા, કુસંગમાં કુટાઇ ગયા, અને લાજના ભંડાર લુંટાઇ ગયા.

**મંદમતિ**—જરા ઇશ્વરની ખાતર મદદ કરો.

**નર્મદા**—ઇશ્વરની ખાતર મદદ કરવાનાં ઘણાં ઠેકાણાં છે. પાપીને મદદ કરવી એ પાપની વૃદ્ધિનું કારણ છે.

**મંદમતિ**—તમારી દીકરી મરી ગઇ એ તો ખરૂં પણ હું શું તમારો જમાઇ નહિ ?

**નર્મદા**—નહિ, નહિ, હજારવાર નહિ. અમને ઇશ્વરેજ એ કલંકથી મુક્ત કર્યા છે.

**મંદમતિ**—હું બે દિવસનો અપવાસી છું. તમારી પાસે થોડું હોય તો થોડું આપો. મારો જીવ જાય છે.

**નર્મદા**—દુનિયાને તમે કાંઇ પણ ઉપયોગના નથી; માટે તમારા ઉપર દયા લાવવી એ અજ્ઞાનનું કામ છે.

**મંદમતિ**—હું કાંઇ પણ સગાઇનો દાવો નહિ રાખતાં તમારી પાસે ભીખ માગું છું.

**નર્મદા**—કોટે કોડીયુ બાંધો! ને પોળે પોળે ફરો! અમારી પાસેથી તમારૂં કાંઇ વળવાનું નથી.

**મંદમતિ**—( કપાળે હાથ પછાડી ) દુનિયા, દુનિયા, દોરંગી દુનિયા, પ્રપંચી દુનિયા તારૂં સત્યાનાશ જજો! સગાં સ્વાર્થી સગાં તમે મારા જેવાં પાયમાલ થઇ જજો!

**નર્મદા**—કર્મહીણ, તું અત્યારે જેટલી દીલગીરી કરે છે; તેટલી સાવચેતી આગળ રાખી હોત તો તારી આ દશા ન થાત.

**નંદા**—અરે બા, એ તો જ્યાં સુધી દારૂ નથી મળ્યો ત્યાં સુધી દીલગીર; ત્યાં સુધી ભાન, પણ જ્યારે ઘોડે ચઢશે ત્યારે તો શહેરના સુબા થશે.

**નર્મદા**—નંદા, મણી, શાન્તા ચાલો આપણે એની જોડે કયાં સુધી માથું ફોડવું. એને તે કાંઇ ભાન છે! ( જાય છે. )

**મંદમતિ**—( સ્વગત ) સાસુ સાળીઓએ તો ઉકાળ્યું પણ લાવ હવે મારા મિત્ર કુમતિલાલ તથા છલચંદ પાસે જાઉ; એ મને નિશ્ચય મદદ કરશે. ( એટલામાં કપટ-કુમતિ-છલચંદ આવે છે. )

**કુમતિ**—અલ્યા છલચંદ, જો પેલો મંદમત્તિલાલ ઉભો છે; તે આપણને દેખે નહિ એમ ચાલો સટકી જઇએ. નહિતો ચેપ વળગશે. ( સુમતિલાલ છાનોમાનો ઓથે રહીને સાંભળે છે. )

**છલચંદ**—હા યાર, એ કાંઇક માગશે ને આપણે દીઠે મોઢે ના પાડવી પડશે.

**કુમતિ**—ચાલો, ચાલો, દીઠા તો જરૂર કંટાળો આપશે. ( બંને જાય છે, એટલામાં મંદમતિની નજર તેમના ઉપર પડે છે. )

**મંદમતિ**—અરે કુમતિલાલ, અરે છલચંદ, તમે મને મળ્યા છતાં બોલાવ્યા વિના ચાલ્યા જાઓ છો, એ શું ઘટે છે? હું આજે કેટલાક દિવસથી તમારી ઝંખના કરૂં છું ને તમને તો ગણત્રીએ નથી. એતે શું મિત્રનાં લક્ષણ?

**કુમતિ**—[ શરમાતો ) ઓહો મંદમતિલાલ તમે અહીં ક્યાંથી ? માફ કરજો, અમે તમને દીઠા નહોતા ! કેમ ક્યાં ચલાવ્યાં ?

**મંદમતિ**—હું તમારાજ ઘર તરફ આવવા નીકળ્યો હતો. પણ સારૂં થયું જે તમે મને અહીંયાંજ મળી ગયા !

**છલચંદ**—શેઠ સાહેબ; અમારા લાયક કાંઇ કામકાજ હોયતો ફરમાવો

**મંદમતિ**—ધન્ય છે મિત્રો ! તમારા વિના, બીજા કોને કહેવાનું છે. મારે એક તમારૂં કામ પડ્યું છે.

**કુમતિ**—શું કાંઇ મીજબાની ઠરાવી છે ? જો હોય તો તૈયાર છીએ.

**મંદમતિ**—મિત્રો તમે જાણો છો કે મારી પાસે હોય ત્યાં સુધી હું તમારાથી કાંઇપણ વધારે ગણું તેવો નથી; પણ હાલ હું ખાખાવીખી થઇ ગયો છું; માટે અત્યારે તો તમારે મને મદદ આપવી જોઇએ.

**છલચંદ**—જે કહો તે મદદ આપવા તૈયાર છીએ; પણ અત્યારે અમારે જરા જરૂરનું કામ છે, માટે રજા લઇએ છીએ. ( જવામાંડે છે )

**મંદમતિ**—[ રોકીને ] અરે જરા ઉભા રહો. મારે એક દશ પંદર રૂપીઆની જરૂર છે; તે આપતા જાઓ.

**કુમતિ**—દિલગીર છું કે મારી પાસે નથી. જો હોતતો જરૂર આપત.

**મંદમતિ**—ત્યારે છળચંદ; તમારી પાસે હોય તો મહેરબાની કરો. હું અત્યારે ધાનપાણી વિના બેશી રહ્યો છું. જુઓ આ કપડા પણ ફાટી ગયાંછે.

**છળચંદ**—હા તેમ હશે. પરંતુ મારી પાસેતો એક પાઇ પણ નથી.

**મંદમતિ**—કપટચંદ તમારૂં ખીસ્સુ તો ખાલી નહિ હોય.

**કપટ**—અરે યાર નાણાનું મોં દીઠે તો નવ માસ થઇ ગયા.

**મંદમતિ**—ત્યારે દશ પંદરના હોય તો એક બે રૂપીઆ આપો.

**કુમતિ**—અરે પાસે રૂપા નાણુંજ નથી.

**મંદમતિ**—આમ છેક નામકર શું જાઓ છો ! રૂપાનાણું ન હોય તો બે ચાર આનાતો આપો. એકની પાસે ન હોય તો ત્રણ જણ મળીને આપો.

**છળચંદ**—શેઠ, પાસે હોય તો કહેવરાવીએ.

**મંદમતિ**—પૈસો આપો, પાઇ આપો, જે હોય તે આપો. અત્યારે જે આપશો તે મારે મહોર બરાબર છે.

**છળચંદ**—અરે યાર તમે તો અમારી આબરૂ લેવા માંડી.

**મંદમતિ**—મિત્રો મારો પ્રાણ જાય તો પણ હું કોઇની પાસે માગું તેવો નથી; પણ શું કરૂં ? અત્યારે લાચારીથી માગું છું.

**કુમતિ**—પણ શું કરીએ ? પાસે હોય તો આપીએ કની.

**છળચંદ**—તમે બીજુ જે કામ કહો તે કરવાને અમે તૈયાર છીએ. પણ પૈસાની વાતતો કહેશો જ નહિ. લ્યો સાહેબજી ! (કહી જવા માંડેછે.)

**મંદમતિ**—આમ છેક છુટી પડો છો એ વ્યાજબી છે ?

**બધા**—અરે ભાઇ છતના ઉપાય ! ના હોય તો શું તમારે માટે ચોરી કરવા જોઇએ ?

**મંદમતિ**—મિત્રો, મેં તમને હજારો રૂપીઆ ખવરાવતાં જીવ ન હોતો ચોર્યો ને તમે એક પાઇ પૈસાને માટે પાતળા થઇ જાઓ છો ? શરમ, શરમ, શરમ !

**છળચંદ**—એમાં શરમ શી ! તમારી પાસે કરોડો રૂપીઆ ના રહ્યા તો અમારી પાસે હજારો રૂપીઆ બેશી રહ્યા હશે ?

**મંદમતિ**—હું નહોતો ધારતો કે તમે મને આવો જવાબ આપશો ! અરે જરા ચાંદીનાં ઘડીઆળ તો સંભારો ! મારી હજારો રૂપીઆની નોટો ઉપરતો નજર કરો મહોરોની થેલીને તો યાદ કરો. ગાડી ઘોડાના સેલસપાટા સામું તો જુઓ. આમ છેક નગુણા શું કરવા થાઓ છો. અત્યારે તમારી પાસે ના હોય તો ચાલો હું તમારે ઘેર આવુ.

**કુમતિ**—અરે ગરજના ગધેડા, ઘેર અમે છીએ. ઘેર તે શું ડાભડા દાટી મેલ્યા હશે ? પૈસો તે કાંઇ મંત્રથી આવે છે ? ઝાડેથી ઉતરે છે ? ખાણો છે ? પાસે હોયતો આપીએ; ને ના હોયતો નાજ કહીએ. (ઝાંઝ ચઢાવીને) ચાલો, ચાલો મિત્રો આવા બેવકુફની જોડે નકામી માથાફોડ શું કરવા કરવી. (જવા માંડે છે એટલામાં સુમતિલાલ પ્રગટ થાય છે.)

**સુમતિ**—અરે ઉભા રહો, ઉભા રહો નાદાનો હવે તમે ક્યાં નાશી જાઓ છો ? શા માટે વેગળા ખસો છો ! એના લાખો રૂપીઆ પાણી કરી ગયા તે તો વ્હાલા હીમ જેવા લાગ્યા, આ શેઠીઓ અત્યારે તમને અળખામણો લાગે છે ? તમારા જેવાને પાપેજ વરસાદ નથી આવતો ! નાદાનો એની આવી સ્થિતિ કરનાર તમે પોતેજ છો. તેમ છતાં તેને દુઃખને સમયે સહાય કરતા નથી એજ તમારી નીચતા છે. ધિઃક્કાર છે તમને ! તમારામાં ને દુસ્મનમાં શો ફેર ? તમેજ એના કટ્ટા શત્રુ ! તમેજ જમને તમેજ જમના દુત ! ! તમને ગાડીઘોડે બેસી સાથે ફરતાં, બાગ બગીચે જઇ મીજબાનીઓ જમતાં, ગુણકાને ઘેર જઇ રંગરાગ ઉડાવતાં, અને પટાવી પટાવીને પૈસો કઢાવતાં તો કંટાળો નહોતો આવતો;

અને અત્યારે એની સાથે વાતચિત કરતાં કંટાળો આવે છે ? શરમ છે શરમ ! તમારા જેવા સ્વાર્થાંધ અને અધમ માણસો જ મિત્રના પવિત્ર નામને કલંકિત કરેછો દુનિયામાં તમારા જેવા દગલબાજના પાપેજ દુકાળ પડેછે; નાના વિધના રોગ થાય છે; તમારા જેવા કુમિત્રની સોબત કરવી તેના કરતાં કંથારના ઝાડને બાઝી પડવું શું ખોટું ? તમારા જેવા દુરાચારીઓનો હાથ ઝાલવો તેના કરતાં તે હાથ કાપી નાંખ્યો હોય તો શું ખોટું ? એણે તમારા જેવા દુર્જનોને પૈસો ખવરાવ્યો તેના કરતાં તો કુતરાઓને ખવરાવ્યો હોત તો ઘણો કામ આવત ! તમે મિત્રો નથી પણ કુમિત્રો છો.

**શિખરિણી છંદ.**

**પૂરા પાપી મિત્રો, પુનિત બની પેસે પ્રિય થવા,**
**ચરિત્રોને ચિત્રો, પ્રગટ બતલાવે નવનવા;**
**બની શત્રુ પાકા, દુઃખદસ્થિતિ માંહી દલ હસે,**
**છરી રાખે છાની, હિત ચિત હરીને દૂર ખસે;**
**માયા બતાવે મન વિના, ઉદ્દગાર ગમતા ઉચરે,**
**ફોલે ઉંદર જયમ ફુંકતા, ત્યમ ચાવીને કુચો કરે;**
**મિથ્યા વખાણ કરે મુખે, ઠગલા ચઢાવી દે દગે,**
**મધ ઉપર મક્ષિકા ભમે, ત્યમ તે ભમે ધનને ઠગે.**

હે પરમાત્મા એવા દુર્જનોથી મને સદાય દૂર રાખજે.

**કુમતિ**—( રીસ ચઢાવીને ) સુમતિ સાગર તમારે અમારી બાબતમાં ડહાપણ ડોળવાની કાંઇ જરૂર નથી. છાનામાના તમે તમારે રસ્તે ચાલ્યા જાઓ. નહિતો તીસરી થશે.

**સુમતિ**— અરે અધમો ! હું તમારી સાથે ભાષણ કરવાને યોગ્ય નથી. તમારા જેવા પાપીઓનું દર્શન હું સ્વપ્ને પણ ચહાતો નથી; શું કરૂં ? આ શેઠીઆને તમે નિશાબાજ બનાવી દીધોછે; તે એક ઘડીકમાં નર અને ઘડીકમાં ખર થઇ જાયછે; તેથી એને જે કહેવું તે વ્યર્થ છે; પણ જો એ પોતાના ભાનમાં હોત તો પારકા પૈસો કેમ પાણી કરાયછે તે તમને હું બતાવી દેત. દીલગીર છું કે તે એક પશુ થઇ ગયોછે; માટે જાઓ તમારૂં કાળું કરો.

**છળચંદ**—બસ કરો, બસ કરો સુમતિલાલ, તમારૂં ડહાપણ તમારી પાસે રાખો નહિ તો જોવા જેવું થશે.

**સુમતિ**—જુઓ મંદમતિલાલ આ તમારા દીલોજાન દોસ્તો ! વફાદાર

મિત્રો ! સુખદુઃખના ભાગીદારો ! જેને તમે આખી મિલ્કત ખવરાવવામાં પાછી પાની કરી નથી તે તમારા સાચા ભાઇબંધો ! ! ધિઃક્કાર ધિઃક્કાર ! નફ્રટો તમારા નામપર લાખો ફિટકાર ! ! આહા જેમ મધપુડા ઉપર ભૂખી માંખ્યો ભમ્યા કરેછે; મડદા ઉપર ગીધ ગરધન અને સમળીઓ ઝઝુમી રહેછે; તેમ ધનવાન માણુસની આસપાસ આવા દગલબાજ વિશ્વાસઘાતી સ્વાર્થલંપટ નાદાન નીચ અને અધમ માણુસો, સગાં સ્નેહી, સેવક અને મિત્રના રૂપમાં નિરંતર ભમ્યા કરેછે; ને તેને ચઢાવી ચઢાવીને ફોલી ખાયછે: અને ખાલી કર્યા પછી મૃગલા જેમ દગ્ધ વનનો, પક્ષીઓ સુકાએલા સરોવરનો, અને સર્પ જેમ કંચુકીનો ત્યાગ કરેછે; તેમ તે પણુ તેનો ત્યાગ કરે છે. આ જગતમાં તાળી મિત્રનો તોટો નથી, પણ ખરામિત્રની ખોટ છે. સુખના પ્રસંગે સુખ ભોગવવા, પાનસોપારીઓ ખાવા, ચાહ પાણી ઉડાવવા, અને સેલસપાટા મારવા આવા દગલબાજો અનંત એકઠા થાયછે; પણુ દુઃખને પ્રસંગે માથું આપનારા સુમિત્ર તો આ જગતમાં વિરલા જ હોયછે. આવા પેટ ભરા પાપીઓ અને પ્રપંચી નરો જો નરને ઠેકાણે પત્થર પ્રગટયા હોતતો ધોબીને લૂગડાં ધોવાને કામ આવત; દીવાલો ચણાત; અને જો ખર પ્રગટયા હોત તો માટીની ગુણો લાદવા કુંભારના ઉપયોગમાં આવત; પણુ આતો પૃથ્વીને બોજારૂપ છેક નકામા જ છે ! !

**મંદમતિ**—(દીનવદને) ભાઇ સુમતિલાલ મેંતો એમને જોઇ લીધા; પણુ જો તમારી પાસે કાંઇ હોયતો મને મદદ કરો.

**બધા**—જોઇએ છીએ, તમે શું હાથી ઘોડા આપી દો છો ?

**સુમતિ**—મંદમતિલાલ તમારે શું જોઈએ છીએ ? કેટલા રૂપિઆની જરૂર છે ?

**મંદમતિ**—ભાઈ અત્યારે મને પાંચ આપશો તો પાંચસે જેવા થઇ પડશે.

**સુમતિ**—મિત્ર લ્યો અત્યારે મારી પાસે પચીશ રૂપીઆ છે; બીજા નથી ! ! (એમ કહી હાથમાં આપેછે.) પણુ જો જો હો, દારૂબાજીમાં ઉડાવી દેશો નહિ.

**મંદમતિ**—વાહ વાહ મિત્ર વાહ વાહ ! નહિ ઉડાવું, પ્રભુ તમારૂં કલ્યાણુ કરો ! ! ( કહી અચંબો પામે છે અને પેલા બધા ચમકીને એકી ટસે સુમતિના સામું જોઇ રહે છે.)

**ટબલો.**

# પ્રવેશ ૮ મો.

**સ્થળ**—કુંદનપુર.

**પાત્રો**—કમળા, લક્ષ્મી અને ધર્મધ્વજ ઋષિ.

**લક્ષ્મી**—ભલા ભગવાન, મને જ્યારે માતાપિતાએ પરણાવવા માંડી ત્યારે મેં ના પાડી. હવે જ્યારે કુંઠી ચુડો પહેરવા ગઇ ત્યારે મરૂડીઓ માંદો પડયો. આતે કેવું નસીબ ? હરિ, હરિ, હરિ, મારા પાપનો પાર કયારે આવશે ! કહ્યું છે કે. **દોહરો.**

**જે મતિ પિછુસેં ઉપજે, ઓ મતિ આગે હોય,**
**કામ ન બીગરે કોઇકો, પછિતાવે નહિ કોય.**

તેમ મને પણ અત્યારે અક્કલ આવી. રાંધ્યા પછી બળે ને રાંડયા પછી રળે, એ શા ઉપયોગનું ? બહેન મારી વ્હાલી બેહેન, મહારે કર્મે તું પણ લેવાય છે; માટે મને આ કુંદનપુરમાં ગમે ત્યાં ઝીકી તું તારે આશ્રમે જઇ સુખી થા. હું ધારૂં છું કે પેલા યુવાનોએ બતાવેલો મંદમતિજ મારે માટે યોગ્ય છે.

**કમળા**—લક્ષ્મી તું આમ ગભરાય છે શું કરવા. ઇશ્વર સૌ સારાં વાનાં કરશે. જો સામેથી પેલા કોઇ પવિત્ર ઋષિરાજ પધારે છે. તેમને મંદમતિ સંબંધી હકીકત પૂછી જોઇએ. ( ધર્મધ્વજ ઋષિ આવે છે તેને પ્રણામ કરીને ) ઋષિરાજ હું આપને પ્રણામ કરૂં છું.

**ધર્મ**—( ઉભા રહીને ) પુત્રી તારૂં કલ્યાણ થાઓ. તમે કોણ છો ? કયાંથી આવો છો ને મારૂં શું કામ છે તે કહો !

**કમળા**—મહામુનિ, હું ઋષિ પત્ની છું, આ મારી સાથે મારી નાની બેન છે; તે કુંવારી છે, આ નગરમાં એક મંદમતિ નામે કોઇ બ્રહ્મ પુત્ર છે, તેમને વરવાની ઇચ્છા છે, એવી ભાળ મળી છે; માટે આપને વિનંતિ એટલીજ કરવાની છે કે તે કેવા છે, ને કયાં રહે છે, તે કૃપા કરીને કહો.

**ધર્મ**—રહે છે તો આટલામાં પણ તે તમને કોણે બતાવ્યો ?

**કમળા**—તમારા આવ્યા પહેલાં કેટલાક ઋષિપુત્રો અહીં થઇને જતા હતા, તેમને પૂછવાથી એક રામદત્ત નામના તરૂણે અમારા ઉપર ઉપકાર કર્યો છે.

**ધર્મ**—( દિલગીરી યુક્ત ) બહેન, એણે ઉપકાર નથી કર્યો, પણ અપરાધ કર્યો છે, ટીખળ કર્યું છે; જો એ કામ કરશો તો પશ્ચાતાપમાં પડશો.

**કમળા**—હેં હેં ઋષિરાજ! તેમણે કૌતિક કર્યું છે? શું મંદમતિ મારી બહેનને યોગ્ય નથી.?

**ધર્મ**—ના, લેશ માત્ર નથી. એને ગામમાં રહેવાનું ઘર નથી, સીમમાં ક્ષેત્ર નથી; છે તો સદ્દગૃહસ્થનો છોકરો, પણ કુસંગે ચઢી વટલાઈ ગયો છે, વંઠી ગયો છે, વ્યસની થયો છે. ગણિકાને ઘેર પડી રહે છે. બાપની મિલ્કત ઉડાવી દીધી છે. એને ધર્મનું ભાન નથી. સારા સારનું જ્ઞાન નથી, બ્રહ્મત્વનું નિશાન નથી. હાલ તે ચીંથરે હાલ થઇ ગયો છે ને ધર્મશાળામાં પડી રહે છે. ભીખી ભટકી પેટ ભરે છે. એના આવા દુર્ગુણ જોઇ જ્ઞાતીએ પણ પંક્તિ બહાર મૂકયો છે. એવો અભાગીયો વર બતાવનાર ઇશ્વરના અપરાધી છે.

**કમળા**—( ઉદાશ થઇને ) ત્યારે હવે અમારે શું કરવું. અમે ઘણે ઠેકાણે અથડાયાં પણ કોઇ વર મળતો નથી.

**ધર્મ**—અરે બહેન, વર ન મળે તો કુંવારા રહેવું સહસ્ત્ર દરજ્જે સારૂં છે; પણ આવી રત્નના જેવી કન્યાનો અવતાર બાળવો એ મહા પાપ છે. બહેન કાગડાને દહીંથરૂં, મર્કટને મણિ, ખરને ખટરસ, ને પાડાને પાનનાં બીડાં, તેમ મંદમતિને આ કન્યા છે. કેવળ અણુજુગતુ છે. એવા અનાચારીને વરવું તેના કરતાં જળમાં ઝંપાપાત કરવો કે અગ્નિમાં બળી મરવું શું ખોટું છે. ફરો, બીજા વરની તપાસ કરો, પણ આવું સાહસ કરવાની તો હું નાજ પાડું છું. જે આખો દિવસ દારૂ પીને ગુણકાને ઘેર પડી રહે છે, રાત્રી દિવસનું જેને ભાન નથી. શરીરે પણ રોગી થઇ ગયો છે. સ્વરૂપમાં પણ નાનાં છોકરાંને બીવરાવે એવો બાહુક, રાહુ કે શનિશ્વર જેવો છે; એવા કસાઇને ઘેર આ ગાય બાંધશો તો પસ્તાશો. મેં તો તમને જે યથાર્થ હતું તે કહ્યું પણ હવે વર્તવું તમારા હાથમાં છે. લ્યો હવે હું રજા લઉં છું. ( જાય છે. )

**લક્ષ્મી**—બહેન કમળા, શું કરવા શોચ કરે છે; એ જેવો હશે તેવો પણ મારે એ કબૂલ છે. એનેજ વરવું છે.

**કમળા**—અરે ઘેલી, જાણી જોઇને તે ઝેર પીવાય! તું અત્યારે પરણવાને તૈયાર થઇ છું પણ પરિણામ કેવું આવશે તેનો વિચાર કર્યો?

**લક્ષ્મી**—બહેન, તારે પરિણામની ચિન્તા રાખવી જ નહિ. પ્રભુ સો સારાં વાનાં કરશે.

**કમળા**—પણ મ્હારૂં મન કેમ માને?

**લક્ષ્મી**—જેમાં આગળથી દુઃખ જણાય છે, તેમાં પાછળથી સુખ થાય છે. એ ગમે તેવો હશે તોપણ હું તેને સુધારીને મારો સંસાર સુખ રૂપ બનાવવાની હિંમત રાખું છું.

**કમળા**—અરે બાળક, ડુંગરા તે ખોદ્યા જાય? સમુદ્ર તે ઉલેચે ખાલી થાય? તારા વિચાર તો આકાશમાં મહેલ ચણાવવા જેવા છે. દૂધે ધોયાથી કોયલા ઉજળા થાયજ નહિ; ગંગામાં નવરાવે ગધેડી ગાય થાયજ નહિ; લસણના છોડને કસ્તુરીનું ખાતર નાંખીએ પણ સુવાસિત થાયજ નહિ; અને કરીયાતીના છોડને સાકરનું પાણી પાયાથી કડવાસ જાયજ નહિ. તેમ દુર્જન માણસો કોટી ઉપાયે સજ્જન થાયજ નહિ.

**લક્ષ્મી**—બહેન તારૂં કહેવું સત્ય છે. તથાપી ખંત અને ઉદ્યોગ ચહાય તે કરી શકે છે. મરજીરૂપ વર્તન સર્વને મોહની છે. તે મને બરો-બર આવડે છે તેમ છતાં જો મારી ઇચ્છા નિષ્ફળ થશે તો હું આ સંસારના કોઇપણ સુખની અભિલાષી નથી. હું કેવળ પતિ સેવાનીજ ઇચ્છાવાળી છું, તો મને સુખ દુઃખ શું કરનાર છે! બહેન જેમ પાણીને તેલ, ઇશ્વર ભકતને માયા, અને આત્મગ્નાનીને અગ્નાનની ઉધેઇ ચઢતી નથી, તેમ પતિવૃતા સ્રીયોને પણ પતિ દુર્ગુણી લાગતો નથી; દુઃખ દુરાચારનો પાસ ચઢતો નથી.

**કમળા**—તારૂં કહેવું યથાર્થ છે, તદપી સોનાના વાસણ ઉપર લોઢાનો ઢોળ ચઢાવનાર, ઘીના કુલ્લામાં તેલનું મોઢીયું કરનાર, અને મીઠાના ગાડામાં સાકરનો ભેગ કરનારા મૂર્ખજ ગણાય છે માટે મારા પગ પાછા પડે છે.

**લક્ષ્મી**—બહેન, એ તો પ્રેમના પ્રભાવ છે. હિતકારીના હેતુ છે. પણ જરા વિચાર કર કે જ્યારે મંદમતિને કોઇ દેનાર નથી, ત્યારે મને કોઇ લેનાર નથી! માટે આતો જુગતે જુગતી જોડી ઇશ્વરેજ બતાવી છે. હવે પાછાં ભરીએ તેટલાં પાપનાં પગલાં. વિધાતાએ જે લેખ લખ્યા છે તેમાં મીન મેખ કોણ કરનાર છે? હવે સુખ દુઃખ પડે તે સહેવું, ને કર્મને આધીન રહેવું, એજ ઉત્તમ ઉપાય છે; માટે ચાલો સત્વર મંદમતિ પાસે ચાલો.

**કમળા**—બહેન તને ઉતાવળ આવી છે, પણ કમળના ફુલને અ ગ્નિમાં નાંખતાં મારો જીવ કેમ ચાલે? કોમળ કદળીના ઉપર કોવાઢાનો ઘા કેમ મરાય? કસાઇને ઘેર ગાય કેમ બંધાય?

**લક્ષ્મી**—કમળા, તું ડાહી થઇને કેમ ભૂલે છે! સૌથી બળવાન

સંસ્કાર છે. મારે એના રૂપ કે ગુણની પરવા નથી. રોગી હશે તો સેવાનો લાભ વિશેષ મળશે.

બ્હેન, મનુષ્ય માત્રને જ્યારે ઇચ્છિત વસ્તુ મળતી નથી, ત્યારે ગમે તેનાથી કામ ચલાવી પોતાનું મન વાળે છે. જુઓ, જ્યારે પ્રભુ પ્રત્યક્ષ જણાતા નથી ત્યારે મનુષ્યો પ્રતિમા પૂજે છે. સૂર્ય ચંદ્રની ગેરહાજરીમાં દીવાથી કામ ચલાવે છે. પુત્ર પુત્રીને અભાવે તુલશી પરણાવી લ્હાવો લે છે. જેને નવાં ચીર મળતાં નથી તે જીર્ણ કપડાંથી અંગ ઢાંકે છે. જેને રહેવાને મહેલ નથી મળતા તે કુબામાં કલ્લોલ કરે છે, સોના રૂપાને બદલે રંકો નિકલ કે પીતળના અલંકારો પહેરે છે. પાનને બદલે તુળશીપત્ર વાપરે છે. હીરા મોતીને બદલે કાચ જડાવે છે પણ મનુષ્ય માત્ર એકને અવેજે બીજાથી મન વાળે છે. જે મનુષ્યો મન વાળતા નથી તે રીબાય છે, ને પોતાના સંસારને હાથે કરી દુઃખરૂપ બનાવે છે; માટે બ્હેન, હું તો મારા તન મનથી મંદમતિને વરી ચૂકી છું.

**કમળા**—અરે ઘેલી, પણ કદાચિત્ત તેજ ના પાડશે તો તારો નિશ્ચય ક્યાં રહેશે ?

**લક્ષ્મી**—રહેશેજ. હું તેના નામનું સ્મર્ણ કરી બાકીનું આયુષ્ય પૂરું કરીશ; પણ હવે બીજો પતિ મારે કરવો નથી.

---

## પ્રવેશ ૯ મો.

---

**સ્થળ**—ધર્મશાળા.

**પાત્રો**—મંદમતિ, રામદત્ત, દેવદત્ત, કમળા, લક્ષ્મી. અને ગોર.

**રામદત્ત**—કેમ મંદમતિલાલ, શું ચાલે છે ?

**મંદમતિ**—લ્હેર ઉડાવીએ છીએ આવો લ્યો આ ચલમ બલમ પીવી હોય તો ભરો.

**દેવદત્ત**—[ કટાક્ષમાં રામદત્તને ] અહીં તમારે કશી વાતની ખોટ નથી. રંગપાણી જે જોઇએ તે તૈયાર છે.

**રામદત્ત**—હા યાર આ સીસાની હારતો છે પણ ખાલી પડેલા દેખાય છે.

**મંદમતિ**—અરે અમારે યાંતો સદાય લીલાલ્હેર છે. એક દોસ્ત

દારે પચીસ રૂપીઆ આપ્યા છે તે ચાલશે ત્યાંસુધી બાદશાહ છીએ. પછીની ફીકર પરમેશ્વરને છે.

રામદત્ત—ખરૂં કહો છો. બસ ખાધું પીધું ને ઉડાવ્યું એજ આપણું છે.

દેવદત્ત—મિત્ર રામદત્ત, આ સંસારમાં મદિરા છે તે તો એક અલૌકિક રસ છે. જેનો ભૃગુ જેવા મહાત્માએ સત્કાર કર્યો છે તેને આજના બ્રાહ્મણો અપવિત્ર કહે છે, એ તદ્દન ખોટું છે.

રામદત્ત—અરે એતે અપવિત્ર કહેવાય ? ભગવાને સમુદ્ર મથીને કાઢયો છે. અમૃતનો ભાઇ છે. એની તો લહેર જ જુદી છે. બસ પીધો કે આનંદસાગરમાં ગર્ક થઇ ગયા.

દેવદત્ત—જેવો એનો સ્વાદ ઉત્તમ છે તેવોજ ગુણ છે. બસ કાયાતો કુંદન જેવી બનાવી દે છે.

રામદત્ત—કામોત્તેજક પણ તેવો જ છે. બસ જુવાની તો તેની પાસેથી આઘીજ જતી નથી.

દેવદત્ત—અરે દુઃખતો સ્વપ્નામાં દેખાવજ દેતું નથી.

રામદત્ત—તેની સાથે માણુસ બ્રહ્મરૂપ બની જાય છે. બસ મા, બેન, બૈરી કે દીકરી ગમે તે હો પણ સૌના ઉપર સમાન ભાવ રહે છે.

દેવદત્ત—હા યાર, એ વાત ખરી છે. સુરાપાનીને મન નર્કની ખાડી, ને પુષ્પની વાડી એ બન્ને બરાબર છે. ગંગા જળમાં ને ખાળકુંડીના જળમાં મદિરાપાનીને મન ભિન્નતા નથી. માયાથી રહીત થાય છે. અંગે પહેરેલાં આભ્રણ કે અલંકારો ગમે તે લઇ જાય, તેનો તેને મન શોક થતો નથી. કાદવ કીચડમાં સૂતો હોય તોપણ સવામણ રૂની તળાઇમાં જાણે શહેરનો સુબો આળોટે છે એમ આનંદ માણે છે.

રામદત્ત—સ્વભાવ પણ ભોળો થઇ જાય છે. ગમે તેને ગમે તેવું બોલે, અને ગમે તેનું ગમે તેવું સાંભળે તોપણ એના મનથી બત્રીસે અક્ષર બરાબર છે. સુરાપાનીતો એક માન અપમાન રહીત ઇશ્વરના પૂર્ણ ભક્ત છે.

દેવદત્ત—અરે ભક્ત શું એ પોતેજ ભગવાન છે. ભગવાનના મોટા ભાઇ છે. જુઓને આ જગત તો તેને મનથી ત્રણવત્ છે. કાયામાયાની પરવા નથી. લાજ મલાઝાની લાલચ નથી ત્યારે એતે ઇશ્વર કે ઇશ્વરના મોટા દાદા ?

મંદમતિ—બસ ! દાદા ! દાદા ! હુંતો મદિરાનેજ આ જક્તમાં અ-

મૃત માનું છું. બીજું અમૃત છેજ નહિ. જે લોકો એનો સ્વાદ જાણતા નથી, તે લોકો ભલે તેની નિંદા કરે, પણ હું તો અષ્ટાંગે વખાણું છું.

**રામદત્ત**—(કટાક્ષમાં) ધન્ય છે તમને. તમને એજ યોગ્ય છે. તમારા જેવા સદ્ગૃહસ્થો. જ્યારે એવી ઉમદા ચીજ નહિ પીએ, ત્યારે બીજો કોણ પીનાર છે !

**દેવદત્ત**—હા, અને જ્યાં સુધી એ અમૃતનો પગ શ્રીમંતોના ઘરમાં થયો નથી ત્યાંસુધી બિચારી લક્ષ્મીને પણ કેદ રહેવું પડે છે; માટે તમે જે કર્યું છે તે યોગ્ય કર્યું છે. જો એમ ન કર્યું હોત તો આ ધર્મશાળા તમારાં પગલાંથી ક્યારે પવિત્ર થાત ? પણ શેઠજી તમારા શરીરે આ રાતાં રાતાં ચાંદાં શેનાં જણાય છે ? શું કાંઇ વ્યાધી છે ?

**મંદમતિ**—વ્યાધિ ઉપાધીની તો મને ખબર નથી; પણ રોજ નવાં થાય છે, ને ખાણું છું ત્યારે લાહ્ય બળે છે, પાકે છે, ને રૂધિર પરૂ નીકળે છે, એ દુઃખ જ્યારે મદિરા પીઉં છું ત્યારે ભૂલી જવાય છે.

**દેવદત્ત**—અરે શેઠજી એતો તમને મહારોગ થયો છે, આગળ જતાં પીડાશો, ખાટલે પડશો. ઘરમાં કોઇ ચાકરી બાકરી કરનાર છે કે પેલી ગણિકાને રાખી રહ્યા છો તેજ ?

**રામદત્ત**—ગુણકાને તો એ ઘણાએ રાખે પણ ગુણકા એમને ક્યાં રાખે એવી છે ?

**મંદમતિ**—અરે ના શું રાખે. મારૂં મોં દીઠા વિના તો એ અન્ન ખાતી નથી એવી તો એ સુજાત છે.

**દેવદત્ત**—અરે ઘેલા, ગધેડાને લેંડે જો પાપડ થતા હોત તો કોઇ અડદનો ભાવ ન પૂછત, ગોળનાં કામ ખોળથી સરતાં હોત તો શેરડી વાવત નહિ; અને ઘાસને ભડકે જો ઘરનાં કામ થતાં હોત તો કોઇ દિવો બાળતજ નહિ; તેમ જો ગણિકાઓ સુજાન હોત તો કોઇ પુરૂષો પરણત નહિ.

**મંદમતિ**—કેમ વળી એય બૈરીને એય બૈરી સૌ પુરૂષનું રળેલું ખાનારી છે. એમાં કઇ રળીને આપણને ખવરાવે છે.

**દેવદત્ત**—અરે ઘેલા, ગુલાબનું એ ફુલ અને ગુલબાસનુંએ ફુલ, કેસરનાએ વાળાને કેસુડાનાએ વાળા, સુખડનુંએ લાકડું અને ખાખરાનુંએ લાકડું, પણ ફુલે ફુલે, વાળે વાળે ને લાકડે લાકડે જેમ ફેર છે; તેમ નારીએ નારીએ પણ ફેર છે. પરણેલી સ્ત્રી એતો ગુલાબ છે, કેસર છે, સુખડ છે. માંદા પડીએ ત્યારે ચાકરી એ કરે, વંશ એનાથી રહે. આપ-

ત્તિને સમયે દળી ખાંડીને કે મહેનત મજૂરી કરીને પતિનું પોષણ એ કરે; ગુણકાથી એ ના બને. એતો જ્યાં સુધી આપણી પાસે વિત્ત દેખે ત્યાંસુધીજ આધીન રહે, અને પછી ખાલી કરી ખખડાવી મેલે.

**મંદમતિ**—ત્યારે એવી કોઇ તમારા જાણવામાં હોય તો બતાવી ઘો, હું પરણવાને તૈયાર છું.

**દેવદત્ત**—આપણા નગરમાં બે સ્રીયો આવી છે. તેમાંની એક લક્ષ્મી નામની કુવારી છે, તેને અમે તમારી ભાળ બતાવી છે. તે તમારી પાસે આવે તો દાવ ચુકશો નહિ. ( એટલામાં કમળા અને લક્ષ્મી આવે છે તેને જોઇ ) લ્યો ઓ આવે. હવે અમે જઇએ છીએ. ( જાય છે. )

**કમળા**—( ચોકીદારને ) અરે ભાઇ આ ધર્મશાળામાં કોઇ મંદમતિ નામના બ્રાહ્મણ રહે છે તે ક્યાં છે ?

**ચોકીદાર**—હા બ્હેન જુઓ પેલા ખુણામાં બેઠા બેઠા અગનાસ્ત્ર ફુંકે છે તે.

**કમળા**—( કચવાતી લક્ષ્મીને ) અરરરર આ ભયંકર મૂર્તિ મંદમતિ ? આતે બ્રાહ્મણ કે બ્રહ્મ રાક્ષસ ? આ પાસે અગ્નિનું કુંડું શું ? આ ચીપીયા શા ? આ ચલમ શી ? આ પલાસ પત્રનાં પડીકાં શાં ? હાય હાય, આ શીશાની તો હાર પડી છે. આતે સ્મશાનનો પ્રેત? કે દ્વિજરાજ? લક્ષ્મી લક્ષ્મી તારી બુદ્ધિ કેમ ફરી ગઈ છે ?

**લક્ષ્મી**—બ્હેન, જે કહીએ તે એ. એજ મારા મનનો મણિ, એજ મારા તનનો ધણી, અને એજ મારો પતિ. તું એને કુરૂપ કહે છે. પણ મારા મનથી તો એ મદનમૂર્તિ છે.

**કમળા**—અરે ઘેલી. એકવાર હઠ કરીને પરતાઇ છે ને બીજીવાર પરતાઇશ. ક્ષુધા અતિશે લાગી હોય પણ કાંઇ વિષમય અહાર થાય ? પતિ કરવો એ સત્ય, પણ આતે પતિ કહેવાય ? અરે એ પતિ નથી પણ પતિત છે, અતિત છે, વિત્ત વિનાનો દારિદ્રિ છે તારી ધારણા વિપરિત છે.

**લક્ષ્મી**—કમળા, એજ મારો નાથ. એજ મારો પીયુ.

**કમળા**—લક્ષ્મી એ નાથ નથી પણ અનાથ છે. નાથ્ય છે. પીયુ નથી પણ ઝેરનું બીયું છે.

**લક્ષ્મી**—બ્હેન, હવે એની નિંદા તું મારે મોઢે ના કરીશ. એ જે હશે તે, પણ મારા માથાનું છત્ર છે. હું માત્ર સેવા સુખની ઇચ્છા રાખું છું, તે એનાથીજ પૂર્ણ થશે. અત્યારે તું એના દુર્ગુણથી ડરે છે,

પણ ખાત્રી રાખજે કે હું એના સર્વ દુર્ગુણ મૂકાવી દઇશ. એને સુધારીશ, અને એનાથીજ હું મારો સંસાર અન્યને દૃષ્ટાંતરૂપ કરીશ.

**કમળા**—( હર્ષયુકત ) ધન્ય છે ધન્ય છે મારી વ્હાલી લક્ષ્મી ધન્ય છે તને. તારી હિંમત જોઈ હું ખુશી થાઉં છું, અને આ મંગળકાર્ય કરવાની સમ્મતિ આપું છું. ( બન્ને મંદમતિ પાસે જાય છે. )

**લક્ષ્મી**—દ્વિજરાજ હું આપને પ્રણામ કરૂં છું.

**મંદમતી**—તમે કોણ છો ? ને કેમ આવ્યાં છો તે કહો.

**કમળા**—મહારાજ આ મારી નાની બેન આપની સાથે લગ્ન કરવાની ઈચ્છાએ આપની સમક્ષ આવી ઉભી છે, તેના ઉપર કૃપા કરો. અને તેને જન્મની સાથી કરી કૃતાર્થ કરો.

**મંદમતિ**--જો તેને પરણવાની મરજી હશે તો હું ખુશી છું. પણ તે મારી ઈચ્છાને આધીન રહેશે ?

**લક્ષ્મી**--( હાથ જોડીને ) નાથ જેમ અંતરની ઉર્મીને આધિન રસના રહે છે તેમ હું પણ તમારે આધીન રહીશ.

**મંદમતિ**--પણ હું તો મારે જે કરતો આવ્યો છું, તે કર્યે જઇશ; તેમાં તારાથી આડે નહિ અવાય.

**લક્ષ્મી**—હું આપને આપના દરેક કાર્યમાં સહાયભૂત થઇશ. પછી જગત તેને માટે ગમે તેવું કહેશે તેની દરકાર નહિ રાખું.

**મંદમતિ**—પણ મારે ત્યાં તો ખાવા પીવા ખેરસલ્લા ! રહેવાને ધર્મશાળા અને પુંજીમાં આ શીશા છે. મારૂં દરરોજનું ખર્ચ કેટલું છે તે તું જાણે છે ?

**લક્ષ્મી**—પ્રાણનાથ જે હશે તે હું મહેનત મજુરી કરીને નિભાવીશ.

**મંદમતિ**—બહુ સારૂ ત્યારે બોલાવો શુકલને. ( એટલામાં સોમદત્ત શુકલ ત્યાં બેઠા છે તે મંદમતિનો શબ્દ સાંભળીને પાસે જાય છે. )

**સોમદત્ત**—આ શુકલ હું હાજર છું. શું કરવાનું છે તે કહો.

**કમળા**—મહારાજ, આ મારી બ્હેનનું લગ્ન મંદમતિલાલ સાથે કરાવો.

**સોમદત્ત**—ઘણી ખુશીની સાથે કરાવું, પણ દક્ષણાનું શું કહો છો ? ( સ્વગત ) આ બાઇને કુવો હવાડોએ ના મળ્યો કે આવો દુરચારી વર્ણસંકર શોધી કાઢયો ! ખેર એની મરજી ! એમાં આપણું શું જાય છે. પણ આપણે તો વર મરો કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો.

**કમળા**—તમારી દક્ષણાના પૈસા હું આપીશ.

**સોમદત્ત**—હા, પણ એ વાતનો ઉધારો નહિ. દાન ભાડુ દક્ષણા અને લાંચ એ ચારે રોકડીઆં.

**કમળા**—બહુ સારૂ પહેલા લ્યો. ( ચાર રૂપીઆ આપે છે તે ગોર લે છે. )

**સોમદત્ત**—( સામસામા બેસારીને કંકુના ચાંલ્લા કરીને એક બીજાનો હાથ ઝલાવી મંત્ર ભણે છે. ) સમુહુર્ત ! શુભ કલ્યાણં ! આ-રોગ્યં નિર્વિઘ્ને શુભં ભવતુ ! વરકન્યા સાવધાન ! ( આશિર્વાદ દઇને શુ-કલ વિદાય થાય છે. )

**લક્ષ્મી**—બ્હેન તમે મારે માટે ઘણોજ પરિશ્રમ વેઠયો છે; તેથી હું તમારો ઉપકાર માનું છું.

**કમળા**—બ્હેન લક્ષ્મી, મેં તને પરણાવી. તારા ભાગ્યમાં હતો તે સ્વામી તને મળ્યો. હવે એ જેવો હોય તેવો પણ તું તેને ઇશ્વર માનજે. તેની સેવા ચાકરી કરજે; ને સદાય આજ્ઞાનુસાર વરતી આનંદમાં રહેજે. જોને—

**ઉપજાતી છંદ.**

**આંબો ઝુલાવે ત્યમ શાખ ઝુલે,**
**થોરે ચઢી કોમળ વેલ ફુલે,**
**મીઠી સરીતા જયમ થાય ખારી,**
**સ્વભાવ વર્તે નિાધનો વિચારી.**

તેમ તું પણ સમય વરતીને ચાલજે, ઇશ્વર તારૂં કલ્યાણ કરશે.

**લક્ષ્મી**—બ્હેન તારી અમૂલ્ય શિખામણ હું કદી ભૂલવાની નથી. તું મારી ચિન્તા કરીશ નહિ. મેં તને ઘણું દુઃખ દીધું છે; તેની હું તારી પાસે ક્ષમા માગું છું.

**કમળા**—વ્હાલી લક્ષ્મી, ધર્મમાં તત્પર રહેજે. હવે હું જાઉં છું. ( સજળ નેત્રે ભેઠીને જાય છે. )

**લક્ષ્મી**—( હાથ જોડીને ) પ્રાણનાથ હવે શી આજ્ઞા છે ? લાવો હું આપના ચર્ણ તળાંસુ.

**મંદમતિ**— આતે રાંડ ઘેલી છે કે શું ? વળી મને આ ભૂત ક્યાંથી વળગ્યું ! પેટમાં બિલાડા બોલે છે ને પગ ચાંપવા આવે છે.

**લક્ષ્મી**—( નમીને ) નાથ તમે બતાવો તે સ્થળે રસોઇ કરૂં. સીધું સામાન હોય તો તે, નહિતો લાવી આપો, અથવા મને આજ્ઞા કરો તો

હું લઇ આવું.

**મંદમતિ**—રાંધવાનું સ્થળ તો આ ધર્મશાળા ! ને હવેલી જોઇતી હોય તો કોઇ બીજાને જા.

**લક્ષ્મી—અરે** નાથ આતો મારે હવેલીથી અધિક છે. આપનું દર્શન એજ મારે સાત માળનું મહાલય છે. પણ પૈ...(કહી અચકી જાયછે.)

**મંદમતિ**—લે, લે, લે આ રૂપીઓ તેમાંથી મારે વાસ્તે મદિરા, ગાંજો, તમાકુ અને માઝમ તથા સોપારી લેતી આવજે; ને વધે તેનું સીધુ લાવજે.

**લક્ષ્મી**—બહુ સારૂ પ્રાણનાથ જેવી આજ્ઞા ! પણ આ ધર્મશાળાના માલિક આપણને અહીં હમેશાં નહિ રહેવા દે; માટે આજ્ઞા હોય તો આ નગરની બહાર એક પર્ણકુટી બનાવું.

**મંદમતિ**—નહિ રહેવા દે તો લોકોના ઘરના ઓટલા ક્યાં જતા રહ્યા છે. ત્યાં પડી રહેવાશે; પણ તમે તો રાણીની પેઠે મલાઝામાં રહેવા આવ્યાં હશો કેમ ?

**લક્ષ્મી**—નાથ હું તો આપ જ્યાં હશો ત્યાં ખુશીની સાથે રહીશ, પણ આપ આ નગરના એક ખાનદાન ગૃહસ્થના પુત્ર છો. જે જગ્યાએ તમે ગાડીઘોડે બેશી ફરેલા, હજારો યાચકના દારિદ્ર છેદેલાં તે જગ્યાએ આવી કંગાલ સ્થિતિમાં તમે રહો એ મને બહુજ લાગી આવેછે; તો આપને કેટલું લાગતું હશે ? કહ્યું છે કે—

## उपजाती वृत्तम्.

वरंवनं व्याघ्र गजेंद्र सेवितं ।
द्रुमालये पक्क फलांबुभोजनं ॥
तृणानिशय्या परिधान वलकलं ।
न बंधु मध्ये धनहीन जीवनं ॥

માટે ભાગી ભોંયમાં દેવતા મેલી દૂર રહેવું એ ઠીક છે; પછી આપની મરજી.

**મંદમતિ**—ઠીક છે ઠીક છે. એ બધી કડાકુટ તું તારી મેળે કરી લેજે પણ હમણાં તો પેટની પૂજા કર, પછી પર્ણકુટી.

**લક્ષ્મી**—બહુ સારૂ. ( કહી જાય છે. )

# પ્રવેશ ૧૦ મો.

**પાત્રો**—મંદમતિ અને લક્ષ્મી.

**મંદમતિ**—[ સ્વગત ] પરણ્યા તો ખરા પણ ના પરણ્યા જેવા, બાયડી તો મળી પણ ઓડુ મળી ! નહિ રૂપ, નહિ ગુણુ, નહિ ગાન તાન કે રંગરાગ, એ તે બાયડી કહેવાય ? બસ બૈરી તો વિષવંતિ; જેને જોતાંજ આંખો શિતળ થઈ જાય છે. એનો હાવ ભાવ, એની અદા, એનો લટકો ચટકો અને એનાં નખરાં એ તો એનીજ પાસે છે. એનું સ્વરૂપ, એની સુઘડતા અને એનું ગાન તો હોય ને થાય ! આહા, હું આવો થઇ ગયો છું તો પણ, એનો પ્રેમ જેવોને તેવોજ છે; એ એની સુકુલિનતા છે. આજે પાંચ સાત દિવસથી મેં એનું મોં જોયું નથી; તેથી મારો જીવ તલપાપડ થાય છે; પણ શું કરૂં હું માંદો છું મારાથી ચલાતું નથી. આજ તો ગમે તેમ કરીને પણ હું એને ઘેર જઇશ; પણ હાય આ રાંડ ક્યારની ભારો વેચવા ટળી છે તે આવીજ નહિ. એનો બરડો ભારે થયો છે. ચાલ આ-વવા દે વળતી વાત ! [ એટલામાં લક્ષ્મી હાથમાં બંધીઆ લઇ આવે છે ] રાંડ કમજાત, કયારની કયાં ટળી હતી ? ( બે ચાર જડાવી દે છે. )

**લક્ષ્મી**—( કંપતી કંપતી ) ક્ષમા કરો નાથ; ક્ષમા કરો. હું આ-પની આજ્ઞા લઇનેજ કાષ્ટનો ભારો વેચવા ગઇ હતી.

**મંદમતિ**—[ તમાચો મારીને ] પણ અભાગણી આટલી બધીવાર શું કર્યું ? ( લાત મારે છે ને લક્ષ્મી પડી જાય છે. ) બોલ, બોલ કયા તારા માટીની સાથે ગપાટા મારવા રહી હતી ? ( બીજી લાત મારવા જતાં મંદમતિ પડી જાય છે. )

**લક્ષ્મી**—[ ઝટ લઇને દોડતી આશ્વાસના કરતી ] ખમા પ્રાણુ-નાથ ખમા તમને ! આટલો બધો ક્રોધ શા સારૂ કરો છો ? મને મારી તો ચિન્તા નથી પણ આપનું રૂધિર તપી જશે ! રોગની વૃદ્ધી થશે માટે શાન્તિ રાખો. ( શરીરે હાથ ફેરવે છે. )

**મંદમતિ**—[ હાથ તરછોડી ] આઘી મેર આઘી રાંડ શંખણી ! રોગની કરનારીજ તું છે.

**લક્ષ્મી**—નાથ મારાથી તો બને છે તે ઓસડ વેસડ કરૂં છું એમાં મારો શો અપરાધ છે.

**મંદમતિ**—રાંડ અપરાધજ તારો છે. હું ગાંજો ભાંગ માજમ અને અફીણ જે ખાતો હતો તે બધું તેં છોડાવી દીધું તો પણ મને મદિરા લાવી આપતી નથી. વૈદનું બહાનું બતાવી ગુલાબના શરબતમાં દેવતા મેલે છે. રાંડ કર્કશા તારૂં કાળું મોઢું લઇ અહીંથી આઘી ટળ.

[ તમાચા મારે છે. ]

**લક્ષ્મી**—( પગે લાગતી ) ક્ષમા કરો નાથ ક્ષમા કરો. આ અભાગણીના કઠોર અંગને તો ઘાએ પડવાના નથી; પણ તમારા કોમળ ચરણ પછડાશે તો પીડા થશે.

**મંદમતિ**—એ તો ખરૂં જ તો પણ મેં મદિરા કહ્યો હતો તે કેમ ન લાવી ?

**લક્ષ્મી**—( કંપતી ) નાથ વૈદરાજનું કહેવું એવું છે કે દારૂથી રોગની વૃદ્ધિ થાય છે.

**મંદમતિ**—એવો કીયો વૈદ મુઓ છે ? દારૂથી તે રોગ વધતો હશે ? સૃષ્ટિમાં સારામાં સારૂં ઓસડ દારૂ છે. બસ દારૂ વિના સઘળે અંધારૂં છે; માટે દારૂ તો જોઇશેજ.

**લક્ષ્મી**—નાથ આટલું બોલો છો, ચાલો છો, ને હરો છો ફરો છો એ બધો પ્રતાપ દારૂ છોડવાનોજ છે. જુઓ આ ચાઠાં પણ જરા જરા રૂઝાવા લાગ્યાં છે.

**મંદમતિ**—અરે રાંડ જો દારૂ પાયો હોત તો કયારનો સાજો ઘોડા જેવો થયો હોત; પણ તેંજ મારા પગ ભાગી નાંખ્યા છે; માટે લાવ ઝટપટ દારૂ લાવ.

**લક્ષ્મી**—( સ્વગત ) પ્રાણનાથે હઠ લીધી છે તે લાવવોજ પડશે. શિવ, શિવ, શિવ, આવું અપવિત્ર કામ મારે હાથે કરવું મને યોગ્ય નથી, તથાપિ પતિની આજ્ઞા માનવી એ સ્ત્રીનો ધર્મ છે. મંદોદરી કેવળ સતી હતી પણ પતિની આજ્ઞાનુસાર સીતાને સમજાવવા જવું પડયું હતું ! ! કમળા જેવીએ પણ પતિની આજ્ઞાનુસાર પોતાના પ્રિય બાંધવ જરાસંધનું અહિત કર્યું હતું; તેમ મારે પણ આ કામ કરવું પડશે. ( પ્રગટ ) નાથ આપણે બ્રાહ્મણ છીએ; આપણાથી દારૂ ના પીવાય. કદાપી સ્પર્શ થાય તો સ્નાન કરવું પડે તો પાન કરવામાં કેટલો દોષ છે તે વિચારી જુઓ.

**મંદમતિ**—અરે રાંડ દોષ હશે તો નાહી નંખાશે પણ દારૂ વિના નહિ ચાલે.

**લક્ષ્મી**—નાથ જે મદિરાએ તમને આવી સ્થિતિએ આણી મૂક્યા છે તે તમને કેમ રૂચે છે? એમાં શો સ્વાદ છે?શો લાભ છે? કેવળ હાનીથી ભરેલો છે. ગર્થ ખરચીને ગાંડા બનવાનું છે.

**મંદમતિ**—અરે એનો સ્વાદ તો શુક જેવા મહાત્મા જાણે છે. હું તો તમામ લાભ દારૂમાંજ દેખું છું.

**લક્ષ્મી**—ભલે પણ એક લાકડાના ભારામાંથી બે જણનો ઉદર નિવાહ પરાણે થાય છે; ત્યાં દારૂ ક્યાંથી લાવવો ?

**મંદમતિ**—બસ, બસ તારૂં ટાયલું બંધ કર. રાંડ તેં તમામ કામ પૂરૂં પાડવાનું તારે માથે રાખ્યું છે; ત્યારેજ હું તને પરણ્યો છું. બસ લાવ, દારૂ લાવ; ચોરી કરીને લાવ; ખાતર પાડીને લાવ; પણ લાવ લાવ ને લાવ.

**લક્ષ્મી**—(સ્વગત) વાત વંઠી, હવે ઝાઝી રગઝક કરવામાં સાર નથી. (પ્રગટ) પ્રાણનાથ આપ શાંત થઇને આ મંચક પર બેસો. હું તમારા પગ ધોઇને બીજા પાટા બાંધું. પછી લઇ આવું. ( હાથ ઝાલીને બેસારે છે; ઓસડ ખવરાવે છે ને બીજા પાટા બાંધે છે. )

**મંદમતિ**—( બુમ પાડતો ) અરરરર ઓય ઓયરે બાપલીઆ. મને સણુકા નાંખે છે. મારા પગ કળી પડે છે; તુટી જાય છે; નથી રહેવાતુંરે બાપલીઆ.

**લક્ષ્મી**—ખમા, ખમા, મારા પ્રાણ ખમા તમને ! લાવો જરા તળાંસુ. (ચાંપે છે)

**મંદમતિ**—ઓ રાંડ તારૂં સત્યાનાશ જાય; મને દુખાડયો. ( લાત મારે છે. )

**લક્ષ્મી**—તમારા પગે દુખાશે; લ્યો હું પાસે આવું; મારવી હોયતો હાથથી મારો. (સ્વગત) અરેરે ઘણા, ઘણા ઉપાય કર્યા, પણ આરામ થતો નથી; હવે હું શું કરૂં ? હવે તો જેનાથી એમને આનંદ થાય તે કરવા દેવું. ( પ્રગટ ) પ્રાણનાથ તમને જેનાથી આનંદ થાય તે સુખેથી કહો હું સત્વર કરીશ. આવા ભયંકર રોગમાં તો દરદીએ આનંદમાંજ રહેવું જોઇએ.

**મંદમતિ**—જો તું મને આનંદ આપવાને ઇચ્છતી હઉં તો અત્યારે મને વિષવંતી ગુણકાને ઘેર લઇ જા. એનું ગાનતાન સાંભળીશ ને એનું મુખારવિંદ જોઇશ એટલે મારા તમામ રોગ મટી જશે. પછી હું તારી

પાસે મદિરા પીવા પણ નહિ માગું.

**લક્ષ્મી**—પ્રાણનાથ તમે જેમ કહો તેમ કરવાને હું તૈયાર છું; પરન્તુ એક મોટી ભીતી એ છે કે એ વિષવંતી તમારા લાખો રૂપીઆ ગટ કરી ગઈ છે. અત્યારે તમે આવા રોગને લીધે અશકત થઇ ગયા છો; તેની સાથે પૈસે ટકે ખાલી થઇ ગયા છો; તેથી એ જરૂર દગો કરશે; કારણકે ગુણકાઓ માત્ર દ્રવ્યનીજ લોભી હોય છે; તે ઉપરથી પ્રેમ બતાવે છે પણ પ્રેમનો લવલેશ અંશ તેમનામાં હોતો નથી. એકને કુચો કરી ફેંકી દઇ બીજાને પકડવા તૈયાર થાય છે.

**મંદમતિ**—તારી કલ્પના તદ્દન ખોટી છે. એ ગુણિકા નથી પણ ગુણથી ભરેલી ગોરી છે. હું મારી અશકતાઇને લીધે કેટલાક દિવસથી તેની પાસે જઈ શકયો નથી; પણ એતો ધરાઇને ધાને નહિ ખાતી હોય! એના પ્રેમ ઉપર મારી લાખો રૂપીઆની પુંજી કુરબાન છે, એ ગુણવાન છે; સુજાત છે અને પ્રેમી છે.

**લક્ષ્મી**—નાથ તમે કહો છો ત્યારે હું ના નથી પાડતી; પણ છાશ ગમે તેટલી મીઠી પણ દૂધના જેવી હોય? બગલી ગમે તેટલી ધોળી પણ હંસણીની જોડે આવે? ખોટાં મોતી ગમે તેટલાં રૂપાળાં દેખાય પણ ખરાનીતોલે આવે? ઝાકળ ગમે તેટલુ પડે પણ વરસાદની ગરજ સારે? વિજળીના દીવાનું ગમે તેટલું અજવાળું આવે પણ ચંદ્ર કહેવાય? તેમ ગુણકા ગમે તેટલી સુજાત, પ્રેમી કે ગુણવાન કહો પણ પરણેલીની તોલે આવે? નાજ આવે. નાથ અજવાળી તો એ રાત! સવાગજ ઉંચો તોય સાથરો! તેમ ગુણકા તે ગુણકા, એતો ઇંદ્ર વાયણાનાં ફળ, દેખીતાં રૂપાળાં પણ અંદરથી કડવાં ઝેર!! જગતમાં ગુણકા એતો દુરાચારનો દરિયો છે; કપટની કુંપી છે; વિષની વેલી છે; જીવતી ડાકણ છે, પાળેલી સાપણ છે; અખાડાની વેળુ છે; કુતરાની ચાટ છે; એનો સંગ કરનાર કોઇ સુખી થયા નથી; ને થશે નહિ. નાથ કદરૂપી કદરૂપી તોયે ઘરની નારી; સુખની અટારી, પ્રેમની ઝારી ને નીતિની બારી છે, ડુંગરીના પુષ્પમાંથી જો સુવાસ આવતી હોતતો કોઇ ગુલાબ વાવત નહિ; પીચકારીઓ મારે જો ખેતર પલળતાં હોતતો કોઇ વરસાદ માગત નહિ. ઘીનું કામ ડોળીઆથી સરતું હોત તો કોઈ નાણાં ખરચી ઘી લેત નહિ; જો આપને ગાન તાન સાંભળવાની ઇચ્છા હોયતો હું ગાઇ સંભળાવું.

**મંદમતિ**—વારૂ ગા જોઇએ. કેવું ગાય છે.

**લક્ષ્મી—** **ગાયન.**

આધીન આજ છું અલબેલા, મન મોહન મુખડું જોવાને,
તાધીન ધીકતાન તાધીન ધીકતાન તાન મચાવું દુખ ખોવાને;
શ્યાણા સામળીયાજી, રંગે હૃદયમાં રમાડું,
પીયુ પાતળીયાજી, હેતને હીંચોળે હીંચાડું;
નાજુક નાવલીઆજી, ભોજન ભાવનાં જમાડું,
પુજી પાવલીઆજી, પ્રેમને પલંગે પોઢાડું;
પ્રીતિની પામરી અંગે ઓઢાડું આજ, રંગે રમાડું રાજ,
હાજર છું હુકમ ઉઠાવાને-મન મોહન—૦
સાવિત્રિ સતીએ સત્ય થકી પતિ જમને રીઝાવ્યો
ભોગવતીએ ભોગી પતિ નર દેહે ભુજંગને બનાવ્યો,
વ્હાલાની દાસી છું, સેવાની પ્યાસી છું, ગુણ રત્નાકર
નટવર નાગર, આ લુંડી છે સેવા કરવાને-મન મોહન—૦

**મંદમતિ**—હવે બસ કર બસ કર, મારા કાનને કંટાળો આપે છે. ગાયન તો વિષવંતીનું ! ! બાકી બીજાં ફાંફાં ! ! ચાલ ચાલ મને એકદમ વિષવંતીને ઘેર લઇ જા.

**લક્ષ્મી**—જ્યારે આપની એવીજ ઇચ્છા છે ત્યારે હું લઇ જાઉં છું; પણ એના હાથની બીડી, પાણી કે મદિરા લેવાની પ્રતિજ્ઞા લ્યો તોજ મારો જીવ ચાલે.

**મંદમતિ**—તારા સમ નહિ લઉં પછી કાંઇ ? પણ સત્વર લઇજા.

**લક્ષ્મી**—લ્યો ત્યારે ચાલો. (કહી માથે મંચકમાં બેસાડી જાય છે.)

---

# પ્રવેશ ૧૧ મો.

---

**સ્થળ**—વિષવંતીનો બંગલો.

**પાત્રો**—વિષવંતી, લાલા, લીલા, કપટચંદ, મંદમતિલાલ અને લક્ષ્મી.

**વિષવંતી**—( સ્વગત ) મંદમતિલાલ હવે ખરેખરો ભિખારી થઇ ગયો છે. તેના રોગીષ્ટ શરીરમાંથી એટલી બધી દુર્ગંધી આવે છે કે પાસે બેસતાં પણ કંપારી છુટે છે. મેં તેને ખસતો કરવાને માટે ઘણા ઉપાય

કર્યો; પણ તે મારો ખ્યાલ છોડતો નથી; બીજી તો દહેશત નથી પણ તેના કોઇ લ્હેણદાર આવી મારે ઘેર જપ્તી કરશે તો મારૂં કાંત્યું પીંજ્યું કપાસ થઈ જશે; માટે હવે તેને શાન્ત કરી નાંખવો એજ ઉત્તમ ઉપાય છે. (કપટ આવે છે.) આવો, આવો કપટચંદ હું તમારીજ રાહ જોતી હતી.

**કપટચંદ**—મારો જીવ પણ તમારામાંજ હતો, પણ વિષવંતી, એક વાત કહેવાની છે.

**વિષવંતી**—( આતુરતાથી ) કહો, કહો શી વાત છે ?

**કપટ**—હમણાં મંદમતિલાલ એક સ્ત્રી પરણ્યો છે, તે ઘણી ભણેલી અને હુંશિયાર છે; આપણે તેનું દ્રવ્ય પચાવી પડયા છીએ, એ વાત જો એના જાણવામાં આવશે તો જરૂર દરબારમાં દોરે તેવી છે; માટે સત્વર ઉપાય કરો, નહિ તો ત્યાં પછી આપણો એકે બચાવ નથી.

**વિષવંતી**—હું પણ એજ વિચારમાં છું. એ કેટલાક દિવસથી મારે ઘેર આવતો નથી તેનું કારણ પણ એજ સ્ત્રી હશે.

**કપટ**—ના, ના એટલો બધો દાબ હજુ બેઠો નથી, પણ તેનાથી ચલાતું નથી; માટે આવ્યો નથી; બાકી એનો મોહ તો તારા ઉપર તેવોને તેવોજ છે. એને ગાયનનો ઘણો શોખ છે, માટે ગમ તેમ કરીને પણ આજ એ અહીં આવ્યા વિના રહેશે નહિ, માટે તું તૈયારી કર.

**વિષવંતી**—તૈયારી તો એવી કરૂં કે. આવે તેવો પરલોકમાં પહોંચતો કરૂં.

**કપટચંદ**—પણ જોજે હો, બરાબર બાજી રચજે; નહિ તો તારોને મારો ફજેતો થશે.

**વિષવંતી**—અરે, ફજેતો શું, ફતેહ થશે ! ! એવાંતો કંઇક ઠામ બેસારી દીધાં તેનો પત્તોએ નથી ! !

**કપટ**—શાબાશ, શાબાશ વિષવંતી શાબાશ છે તને. મને ખાત્રી છે કે તું તારો ધારેલો બેડો પાર પાડયા વિના રહેનાર નથી. ( સ્વગત ) હવે મારે અહીં રહેવું સલાહ ભરેલું નથી; વખતે વાતનું વરેહું થઇ જાય તો પહેલાં આપણે પકડાઇએ; માટે એવું હોય તો છો એ રાંડ પકડાતી. એણે ઘણુંએ હરામનું ખાધું છે. ઓકવું પડશે તો એને પડશે ! આપણે તો પોબારાજ ગણવા. ( પ્રગટ ) લ્યો હવે હું જાઉં છું.

**વિષવંતી**—હવે જાઓ કયાં ? આવાં કામ તે નાશભાગ કર્યે થતાં હશે ? તમારી તો ખાસ હીંમત છે, ને જાઉં છું એ શું બોલ્યા ?

(સ્વગત) આ કપટચંદ બડો તાલમબાજ છે. એ અંગુઠે ઉતરેડ પાડી એનો દાવ સાધી લેવા ધારે છે, પણ હું એની ઉસ્તાદ છું. મંદમતિને પૂરો કરતાં વખતે વાત વધારે થઇ તો હું પહેલી મારી જાઉં ને એ બંદા હરામનો માલ સુખેથી ભોગવે; મારે ભાગે તો શોક્યનાં કાંકણ સાથે ભાગે એમ કરવું.

**કપટચંદ**—(સ્વગત) આતો સપડાયા. જો ના કહીશું તો દગો જણાશે ને હા કહીશું તો રહેવું પડશે. જેમ થનાર હશે તેમ થશે પણ વ્હેમ આવે એવું ના કરવું. ( પ્રગટ ) જો મારી જરૂરજ હોય તો હું રહેવાને તૈયાર છું. એમ ડરે છે શું કરવા ? હું કાંઇ તારાથી દૂર છું ? ચાલો રહું છું પણ જોઇએ તે મંગાવ્યું છે ?

**વિષવંતિ**—તેની તમારે ચિન્તા ન કરવી. બધું તૈયાર છે. જાઓ તમે પેલા શણગારેલા ઓરડામાં બેસો હું અહીં તૈયારી કરાવી ત્યાં આવું છું. ( કપટચંદ ઓરડામાં જાય છે. ) ( દાસીને ) લાલાતું બારણેથી કોઇ આવતા જતાની તપાસ રાખ; અને લીલા તું લે આ પડીકું તારી પાસે રાખ. જ્યારે મંદમતિલાલ આવે ત્યારે તારે અમારી પાસે બેસવું; ને મદિરાના પ્યાલા ભરી ભરીને આપવા. જ્યારે તે બરાબર ચકચુર થાય ત્યારે છેલ્લા પ્યાલામાં આ પડીકું ભભરાવી દેવું. જોજે ભૂલતી નહિ.

**લીલા**—બહુ સારૂ બાઇ સાહેબ નહિ ભૂલું. ( એટલામાં લક્ષ્મી મંદમતિને લઇ આવે છે. )

**લક્ષ્મી**—( મંચક ઉતારી ) પ્રાણનાથ આ તમે જે કહેતા હતા તે ગુણકાનું ઘર આવ્યું; ઉઠોને પધારો; પણ જોજો હો કાંઇ ખાશો પીશો નહિ; મને આ સ્થળ ઘણું ભારે લાગે છે.

**મંદમતિ**—બહુ સારૂ મેલ લવારો. તને તો આખું શહેર ભારે લાગશે.

**લક્ષ્મી**—નાથ મારૂં કહ્યું લક્ષમાં રાખજો.

**મંદમતિ**—(તમાચો ઉગામી) રાંડ રોદડાળી છે તો. નહિ ખાઇએ નહિ પીએ પછી કાંઇ ?

**લક્ષ્મી**—એજ નાથ એજ. સુખેથી પધારો; પણ મને શી આજ્ઞાછે ?

**મંદમતિ**—તું અત્યારે પાછી જા; અગર અહીં તારી નજરમાં આવે તે ઓટલા ઉપર પડી રહે; પણ સવારમાં સૂર્યોદય થયા પહેલાં મને લઇ જજે. (જાય છે.)

**લક્ષ્મી**—બહુ સારૂ. (સ્વગત) હે વિશ્વાધાર, અત્યારે મારા પ્રાણ-

નાથની આજ્ઞાને આધીન થઇ મારે આવા અપવિત્ર સ્થાનમાં પગ દેવો પડયો છે; તેની હું તારી પાસે ક્ષમા માગું છું. હે દીનદયાળ; તમે મારા સ્વામીનું રક્ષણ કરજો. હું તમારે આધારે છું. મને તમારો વિશ્વાસ છે. હે પ્રભુ મારા સૌભાગ્યનું રક્ષણ કેવળ તમારી દયા ઉપર રહેલું છે. જય, જય જગદીશ્વર હું તમને પ્રણામ કરૂં છું. ચાલ જીવ અત્યારે મરૂઢીમાં જવા કરતાં પેલા સામેના ઓટલા ઉપર બેસી પ્રભુનું ભજન કરૂં. (ઓટલા ઉપર બેસી ઇશ્વરનું આરાધન કરે છે.)

**લાલા**—(ઉઠીને) બાઇ સાહેબ મંદમતિલાલ પધાર્યા ! !

**વિષવંતી**—( સામી આવીને ) પધારો, પધારો મારા અલબેલા આજતો કાંઇ સોનાનો સૂરજ ઉગ્યો.

**મંદમતિ**—( ખુશી થતો ) કેમ વ્હાલી વિષવંતી, શું કરો છો ?

**વિષવંતી**—( દિલગીરીથી ) વ્હાલા દશ દશ રાત્રીના ઉજાગરાને તમારા નામની માળા ! બીજું શું કરીએ ?

**મંદમતિ**—મારી પણ એજ વલે હતી. (સ્વગત) આહા ! શો મારી ગુલજારનો મારા ઉપર પ્યાર ! ! [ પ્રગટ ] પ્યારી હું તો તારા વિના દિવાનોજ બની ગયો હતો.

**વિષવંતી**—અલબેલા હવે તમેતો છેક કઠોર થઇ ગયા. આજે દશ દશ દિવસથી મોઢું બતાવ્યું નથી ને દિવાના બની ગયા કહો છો એ કેમ મનાય ? તમારા મનમાં તો ગમે તેમ હો પણ મારી ઘડીતો તમારા વિના વર્ષ જેવી જાય છે.

**મંદમતિ**—અરે છબીલડી, તારી ઘડીતો વર્ષ જેવી જાય છે, પણ મારી ઘડીતો તારા વિના કલ્પથીએ મોટી થાય છે.

**વિષવંતી**—હા...હા એ તો હું સમજું છું. જો એટલું બધું હોત તો મારા ઉપર શોકયજ શું કરવા લાવત ! પણ હાથીના દાંત દેખાડવાનાએ જુદા ને ચાવવાનાએ જુદા છે.

**મંદમતિ**—એતો ઇશ્વર જાણે છે. પણ શોકયનો તારે શો સંતાપ છે ? એતો એક મારૂં શરીર નબળું છે, તેથી ચાકરી કરનાર ચાકરડી રાખી છે; પણ તન મનની માલિકતો તું છે તે છે.

**વિષવંતી**—[સ્વગત] તારા તનમાં દેવતા મેલ ને મનમાંએ દેવતા મેલ; મારે કંઇ કામનું નથી; હુંતો રંગીલાની રાણી; ધનાઢયની ધણીઆણી, દોલતની દાસીને પૈસાનીજ ઉપાસી છું. હું તારા જેવા સુદા સરોવરની

પાળે બેસી રહું એવી ગાંડી નથી. [પ્રગટ] પ્યારા તમે તો કુવામાં ઉતારીને વરત વાઢી લીધું છે. જયારે ઝેર પાતું હતું ત્યારે દુધ પાઇને શું કામ ઉછેરી? આમ અધવચ મેલવી હતી ત્યારે પ્રીત શું કરવા લગાડી? હવે તમે ગમે તેમ બોલો, પણ જેટલા નવીના તેટલા મારા થવાના છો?

**મંદમતિ**—[ સ્વગત ] પેલો ઘેલી રાંડ કહેતી હતી કે આનો વિશ્વાસ ન રાખશો; પણ આનો વિશ્વાસ ન રાખું તો જગતમાં કોનો રાખું? આવી પવિત્ર વિષવંતીમાં તે કપટ હોય? કદાપિ સૂર્યમાં કલંક હોય, સાકરમાં કડવાસ હોય, પણ વિષવંતીમાં વિષ હોયજ નહિ. (પ્રગટ) અરે દીલદાર તું મિથ્યા વ્હેમ શું કરવા રાખે છે? હું તો અષ્ટાંગે તારો છું. ચાલ ચાલ હવે એવી કડાકુટ મૂકી દઇને એક ગાયન ઉડાવ.

**વિષવંતી**—જરા મદિરાપાન કરો; ત્યાર પછી ગાયનની ગમ્મત ચલાવીએ. (કપટચંદ બહાર આવે છે.)

**કપટ**—કેમ શેઠ સાહેબ શી ખબર છે?

**મંદમતિ**—સારી ખબર છે. મિત્ર બહુ સારૂ થયું જે તમે પણ આવી પહોંચ્યા.

**કપટચંદ**—હા તમારા દર્શનનો લાભ મળ્યો. (વિષવંતીને) વિષવંતી આજતો શેઠને ખુબ ખુશી કરો. જુઓને માંદા માંદા પણ તમને વિસારે છે? ( સ્વગત ) હવે તમારા આયુષ્યની ઘડીઓ ગણાય છે.

**વિષવંતી**—( સ્વગત ) અરરરર એના શરીરમાંથી દુર્ગંધીની એટલી છાક મારે છે કે મારૂં મગજ ભમી જાય છે. તોબા, તોબા, આવા સડેલાતો જેમ જલદી દુર થાય તેમજ કરવું જોઇએ. ( પ્રગટ ) ત્યારે હું કયાં એમને વિસારૂં છું.

**કપટચંદ**—( વિષવંતીના કાનમાં ) આવા અકકલના શત્રુ અભાગીઆને પરલોકમાં પહોંચતા કરવા એ પણ પરોપકારનું કામ છે. ( પ્રગટ ) શેઠજીને ખુશી કરો.

**વિષવંતી**—એજ થાય છે. લીલા પેલો શીશો લાવ. (લીલા આપે છે; તેમાંથી પ્યાલો ભરી) લ્યો આ રંગનો પ્યાલો પી જાઓ.

**મંદમતિ**—ના હું મદિરા નહિ પીઉં; મને ઘરમાંથી ના પાડી છે.

**વિષવંતી**—અરે એતો મને આ બંગલામાંથી કાલે કાઢી મૂકવાનું કહેશે; મારી નાંખવાનું કહેશે, તે શું કાઢી નાંખશો? મારી નાંખશો? એવાં તે કહ્યાં થતાં હશે? લ્યો લ્યો મારા સમ પી જાઓ.

**મંદમતિ**—ના, ના મદિરાતો નહિ પીઉં !

**વિષવંતી**—કાંઈ કારણ ?

**મંદમતિ**—એથી રોગ વધે છે.

**વિષવંતી**—અરે મદિરાથી તો રોગ વધતા હશે ? એ ના પીધો ત્યારેજ આવા થઈ ગયા તો. ચાલો, ચાલો મદિરાપાન વિના તે ગાન તાનની ગમત આવતી હશે ? લ્યો પીઓ મારા સમ [પરાણે પાઇ દે છે.]

**મંદમતિ**—( પીધા પછી ) ચાલ ગુલઝાર હવે તું એક ગાયન ઉડાવ. લ્યો લાલા લીલા તમે પણ પીઓ. લ્યો કપટચંદ તમે પણ ઉડાઓ ( બધાંને આપે છે ને બધા પી જાય છે. )

**કપટચંદ**—વાહ વાહ શેઠ, હવે તે ખરેખરી ગમત પડશે.

**મંદમતિ**—ચલાવો ગાયન ચલાઓ.

**વિષવંતી**— ગાયન આઠ.

પીઓ દારૂડો પ્રેમી પ્રાણરે, પીઓ દારૂડો સેલી સુજાણ;
આછી રંગની રેલ રસાણરે, પીઓ દારૂડો પ્રેમી પ્રાણ. ટેક.
સિંધુનું સત્વ સુધામાં સમાયું, બહુ શ્રમે નિકળ્યું બા'ર;
દેવ દાનવનાં વૃંદે વલોવી શોધીને કાઢયો સારરે–પીઓ.
પ્રેમનો પ્યાલો ભરી ભરી આપું, પ્રેમે કરો રસપાન;
રાસ વિલાસ રમો પછી રસીયા નેહનું એહ નિશાનરે–પીઓ.
મોજ ઉડાવી તે માયા છે મજરે, રાજ ન કરીએ રોકાણ,
આનંદમાં ઘડી જેહ ગુજારી, જીવન જીવ્યું પ્રમાણરે–પીઓ.

**મંદમતિ**—[ નિશામાં ડોલતો ] વાહ વાહ ગુલઝાર વાહ વાહ ખુબ કરી, ફિદા, ફિદા, બુલબુલ હું તારા ઉપર ફિદા થયો છું. તું તો એક સ્વર્ગની અપસરા છે, નાજની છે. આફરીન છું તારા ઘુઘરા ઉપર. વાહ તારો લટકો ! વાહ તારો મટકો ! વાહ તારો ચટકો ! આહાહા શું તારા કંઠનું માધુર્ય ! તારૂં ઉમતું યૌવન તો જાણે મદનરાજનો વિશ્રામ ઠામ છે. તારી પાસેથી દુર ખસવાનું મન તે કોને થાય ? અત્યારે મારા સર્વ રોગ દુર થઇ ગયા !

**કપટચંદ**—( નિશામાં ) વાહ દીલોજાન તારા ગાયને તો હદવાળી ! રંગ છે, રંગ છે રસીલી રંગ છે તારા નખરાને ! આપણે તો બસ પરમેશ્વર પાસે એટલુંજ માગીએ છીએ કે જયારે તારાથી મનુષ્યના અ-

વતારમાં જુદા પડવું પડે ત્યારે તું મને એના ચોટલાની જુ અવતાર જે.

**મંદમતિ**—[ નિશામાં ] કપટચંદ તારી વાત પસાર છે. હું પણ એટલુંજ માગું છું કે મને પણ એના પલંગનો માંકણ સરજાવ જે. ને કશું ન ચાલે તો એના ઘરનો ઉમરો કરજે.

**કપટ**—હા યાર જતાં આવતાં હૈયા ઉપર પગ મૂકશે તોયે શિતળ થઇશું.

**મંદમતિ**—( વધારે ડોલતો ) પસાર, પસાર વિષવંતી તારૂં ગાયન પસાર.

**વિષવંતી**—( સ્વગત ) હજુ બરાબર ચકચુર થયો નથી; માટે લાવ બીજો પાઉં. (પ્રગટ) વાહ વાહ દીલોજાન, હું તમારા ઉપર કુરબાન ! જરા કરો શુરાપાન, ખુબખનો ગુલતાન. ( પ્યાલો ભરીને આપે છે. )

**મંદમતિ**—વાહ વાહ મારી જાન, તું તો મોટી મહેરબાન ! ( કહી પી જાય છે;ને પોતે ભરી ભરીને વિષવંતીને કપટચંદને તથા લાલા લીલાને આપે છે; તે બધાં પી જાય છે ને લ્હેરમાં આવે છે. )

**વિષવંતી**—( સ્વગત ) હવે ખરા તારમાં આવ્યો છે. ચાલ ધારેલો મોરચો પાર પાડું. ( લીલાને પ્રગટ ) ચાલ ચાલ લીલા પ્યાલા ભરી આપ; આજે તો મારા છેલ છબીલાના બધાય રોગ કાઢી નાંખવાના છે.

**લીલા**—( નિશામાં ડોલતી ) લ્યો બાઇ સાહેબ તૈયાર કરૂં છું. (ત્રણ પ્યાલા ભરે છે ને વિષનું પડીકું એ પ્યાલામાં બેશુદ્ધીને લીધે ભભરાવી દે છે; હાથમાં સારો પ્યાલો લઇ ) લ્યો બાઇ સાહેબ આ શેઠજીને પાઓ.

**વિષવંતી**—( સારો પ્યાલો હાથમાં લઇ ) લ્યો મારા અલબેલા આ પ્રેમનો પ્યાલો પાન કરો.

**મંદમતિ**—( હાથમાં લઇ ) લાવ, લાવ દીલોજાન તારા હાથનો પ્યાલો એ તો દેવતાને દુર્લભ છે ! ! વાહ વાહ છબીલી વાહ-

મંદમતિ અને વિષવંતી— **ગાયન.**

વાહ વાહ પ્રિયા પ્રેમીલી,<br>
જોઇ જોઇ રસિક થઇ ઘેલી,—વાહ૦<br>
સુંદરી સ્નેહની માળા,<br>
રેઅજબ મોહની શાળા,<br>
વ્હાલા વૃક્ષ હું વેલી,—વાહ૦

**વિષવંતી**—( બીજો પ્યાલો ભરી કપટને આપતાં ) લ્યો મારા સરદાર તમે પણ મારા હાથનો સત્કાર કરો.(કપટચંદ ઝેરનો પ્યાલોપી જાયછે)

**કપટ**—( હેઠે ભરેલો પ્યાલો હાથમાં લઇ ) લે ગુલજાર તું પણ મારા હાથનો પ્યાલો ઉડાવી જા. ( ગળામાં હાથ નાંખી પાય છે; વિષવંતી તથા કપટચંદને વિષ ચઢે છે, ને લોટપોટ થઇ રગડી પડે છે. )

**મંદમતિ**—( નીશામાં ચકચુર થએલો ) ચલાવ, ચલાવ, નાજની ચલાવ તારૂં ગાયન ! ફ્દિા, ફ્દિા બસ ફ્દિા. નરશાનું માન, સારંગીની સાન, વિષવંતીનું ગાન અને મદિરાનું પાન એ ચાર તો સ્વર્ગમાંએ નથી વાહ વાહ ! ! ! ( કહેતો બે ભાન થઇને પડે છે. )

**લાલા**—અલી લીલા, આ તો ત્રણે લોટપોટ થઇને પડ્યાં તેમાં આ મંદમતિ તો જરા લવારોએ કરે છે પણ આ બે તો બોલતાંએ નથી ને હાલતાંએ નથી, પડયાં છે ત્યારથી મડદા જેવાંજ પડયાં છે, એ શું ? તેં પ્યાલા આપતાં કાંઇ ભુલથાપ ખાધી છે કે શું ? ( જોઇને ) હા... એજ ! ! વિષના પ્યાલા આ બે જણના પીવામાં આવ્યા જણાય છે, થઇ ચૂકયું !

**લીલા**—લાલા એમ થયું હોય તોય હું શું કરૂં ? " સૌ સૌના પાપે લેવાયાં. જે ખાડો ખોદે તે પડે." પણ ચાલ જરા બોલાવી જોઇએ. ( વિ-ષવંતીને ઢંઢોળીને ) બાઈ સાહેબ, બાઇ સાહેબ તમને શું થાય છે ? કેમ બોલતાં નથી ?　　( મોં પર પાણી છાંટે છે. )

**વિષવંતી**—( તોતડી જીભે પરાણે ) લી...લા...મા...રા...પા...પે...મ...ને...જ...ખા...ધી...મા...રો...જી...વ...ગ...ભ...રા...ય...છે...હું...મ...રી...ગ...ઇ...હા...! પ......ર...મે...શ્વ...ર...હું...તા...રી...હ...જુ...ર...માં...શો...જ...વા...બ...દ...ઇ...શ... ! હા...આ...ધુ...તે...લું...ધ...ન...કો...ણ...ખાશે (કહી જીવ જતો રહે છે. )

**લીલા**—થઇ રહ્યું ! ! પતી ગયું ! ! લાલા આ તો ગઇ ! ! પણ જોને પેલા બેની શી વલે છે ?

**લાલા**—( કપટચંદને ઢંઢોળીને ) કપટચંદ, કપટચંદ કેમ બોલતા નથી ? તમને શું થાય છે ?

**કપટચંદ**—( આંખ ઉઘાડીને તોતડી જીભે પરાણે ) હું...ગભ...રાઉં...છું...મારો...જીવ...જતો...રહે...છે....મારા...દગે...મને...જ...

ખાધો...મ્હારી...કટારી...મનેજ...વાગી...હાય...આ...હરામનો...માલ...
કોણ ખાશે... ?...હું...અપ...રાધી...પ્રભુના....દર...બારમાં...શ્યો........
જવાબ...દઈશ ? હા...મરી...ગયો...(આંખ્યો ચઢાવી દે છે, ને રહી જાય છે.)

**લાલા**—લીલા આએ પતી ગયો. ( મંદમતિ પાસે જઇ ) મંદમતિલાલ, મંદમતિલાલ સાવધ થાઓ.

**મંદમતિ**—( નિશામાં ) કોણ બુલબુલ વિપવંતી ? ચલાવ ચલાવ તારૂં ગાયન ચલાવ ! ! ફિદા...ફિદા.

**લીલા**—[ મોં પર પાણી છાંટીને ] અરે વિપવંતી તો સ્વર્ગમાં ગાયન કરવા જતી રહી, ને તેની સાથે પેલો કપટચંદ પણ ચાલ્યો ગયો. તમારી પણ એજ વલે થવાની હતી; પરન્તુ ઇશ્વરે તમને ઉગારી લીધાં. આજે તમારો પાણીએ દીવો બળી ગયો છે. "જેને કુડ તેને ધૂળ અને સાચે રાચે રામ" એ કહેવત પ્રમાણે તમારે બદલે તમને મારી નાંખનાર મરી ગયાં છે. માટે ઉઠો, ઉઠો તમે તમારે ઘેર જાઓ. અમે આ બેનાશબને ઠેકાણે પાડીએ છીએ, નહિ તો વળી પોલીસ બોલીસ આવી ચઢશે તો પંચાત થશે ને આપણે ત્રણે માર્યાં જઇશું.

**મંદમતિ**—( ચમકીને એકદમ ઉભો થઇ ) હાય...હાય બેય મરી ગયા, ત્યારે હું શું કરવા જીવતો રહ્યો !

**લીલા**—શેઠજી તમારાંએ કર્મ તો એવાંજ હતાં પણ કોણ જાણે કોનાએ કર્મથી તમે જીવતા રહ્યા છો તે હરિ જાણે. ઘાટ તો તમારોજ ઘડવાનો હતો, પણ ઘડનારા ઘડાઇ ગયા એ ઈશ્વરની ખુબી છે.

**લાલા**—જગતમાં કહેવત છે કે "આ હાથે કરવું ને આ હાથે ભોગવવું" એ આનું નામ ! ! "ખાડો ખોદે તે પડે ને વાવે તેવું લણે" તે આનું નામ ! "ધર્મે જય ને પાપે ક્ષય" એ આનું નામ ! "મારનાર ડરે ને બાળનાર બળે" એ આનું નામ ! મંદમતિલાલને મારવાને માટે જેણે હજારો પ્રપંચ કર્યાં તેના આ હાલ થયા છે. જે મનુષ્યો પોતાના સ્વાર્થને માટે સામાનું દ્રવ્ય ધુળધાણી કરાવે છે તેની આ દશા થાય છે. ધુમ હાકતા ચાલ્યા જાય છે "જેને રામ રાખે તેને કોઈ ન ચાખે" એ વાણી આવી રીતે સિદ્ધ થાય છે.

**લીલા**—મંદમતિલાલ તમે જે ઉગર્યાં છો તે તમારા પુન્યથી નહિ તમારી કરણીથી નહિ. પણ તમે જે સ્ત્રી પરણ્યા છો તેને ચાંલ્લે ચુડે જોર કર્યું છે, તેના પતિવ્રતના પ્રભાવે પ્રપંચી શત્રુઓ સાંપડ્યા આપણે બાકી

તમારૂં મૃત્યુ પણ આનાથી ભુંડી રીતે થાય એ યોગ્ય હતું. હવે તમે તમારે ઘેર જાઓ.

**મંદમતિ**—હું ઘેર શી રીતે જાઉં ? મ્હારાથી ચલાતું નથી.

**લીલા**—તમે શી રીતે આવ્યા ? જે રીતે આવ્યા હો તે રીતે જાઓ.

**મંદમતિ**—આવતાં તો મ્હારી સ્ત્રી મને ખાટલામાં બેસારી માથે ઉચકીને લાવી હતી. તેને મેં વહેલું આવવાને કહ્યું છે, તે આવતી-જ હશે.

**લીલા**—અરે મૂર્ખના જામ; તારા જેવો ગધેડો જગતમાં બીજો કોઇજ નહિ. જે સ્ત્રી તને માંથે ઉચકીને ગણિકાને ઘેર લાવી એ સ્ત્રી તને ગમી નહિ; અને આ વિષ દેનારી રાક્ષસી ઉપર મોહિત થયો; એજ તારી અવદશાનાં કારણ છે. મૂર્ખ તારામાં રૂપ નથી, રંગ નથી, ગુણ નથી, ગાત્ર નથી, તારા ઘરમાં અન્ન નથી, વસ્ત્ર નથી તેમ છતાં જે સ્ત્રી તારા ઉપર આટલો બધો પ્રેમભાવ રાખે છે તે સ્ત્રી કોઇ મનુષ્ય નહિ હોય પણ દેવી હશે. યાદ રાખજે કે તેના પતિવ્રતના પ્રભાવથી જ તું અત્યારે ઉગરી ગયો છું. તને ગોળ ખોળની ખબર નથી; પણ એજ તારી સ્ત્રી સાક્ષાત સતિ છે, દેવી છે.

**લાલા**—તારા જેવા બુદ્ધિના તુટેલા, નસીબના ફુટેલા, દુરાચારે કુટેલા, ધર્મથી વંઠેલા, અને ગમાર પુરૂષોજ પોતાની ધર્મ પત્નિને મૂકી શ્વાનની પેઠે ભટકતા ભટકતા ચાટો ચાટવા જાય છે. કસ્તુરી મૂકી લસણના લાલચુ થાય છે. રત્નજડીત કુંદનનો થાળ મૂકી લોઢામાં જમનાર, અભાગીયાજ વ્યભિચાર કરે છે. પોતાના ઘરનાં પકવાન મેલી પરઘરના ટુકડાથી રાચનાર તારા જેવા પુરૂષો નર નથી પણ નરના વેષે વાનર છે; ખર છે, જગતના જવર છે અને ઇશ્વરના તસ્કર છે.

**લીલા**—જે પુરૂષો કેરી મુકી કોઠાં ખાય છે; કેસર તજી કેસુડાં લે છે અને મોગરો મુકી આકડાને સુંગે છે; એ અક્કલહીન અભાગીઓ આ પૃથ્વીને બોજારૂપ છે, દુખના કુપ છે, અને ઉષ્ણકાળની ધુપ છે. હું તેમના અવતારને સહસ્રવાર ધિક્કાર આપું છું.

**મંદમતિ**—બસ, બસ, લાલા લીલા હું તમારો ઉપકાર માનું છું; તમે મને અત્યારે જે અમુલ્ય ઉપદેશ આપ્યો છે તે હું જન્મ

પર્યન્ત ભુલવાનો નથી. ( એટલામાં લક્ષ્મી આવે છે )

**લક્ષ્મી**—[ ધ્રુજતી ] પ્રાણનાથ, પધારશો? સમય થયો છે આવો હું હાથ ઝાલીને મંચક પાસે લઇ જાઉં!

**મંદમતિ**—( પ્રસન્ન વદને ) કલ્યાણી, તારી વાણી અક્ષરે અક્ષર સત્ય હતી અત્યારે હું તારા પુન્ય પ્રતાપથી ઉગરી ગયો છું પણ મને મારી નાંખવાને પ્રપંચ કરનારની જે દશા થઇ છે તે તું જોઇ લે. તારી ખરી કીંમત મારા જાણવામાં અત્યારેજ આવી છે.

**લક્ષ્મી**—[ સ્વગત ] આહા, મારા નાથે મને કલ્યાણી કહીને બોલાવી એતો અપૂર્વ આશ્ચર્ય છે. એક રાતની રાતમાં કેવા અદ્‌ભૂત ફેરફાર? વાહ વિશ્વેશ્વર તારી લીલા અપાર છે. ( વિષવંતીને તથા કપટચંદને પડેલા જોઇને ) અરે આ બે તો મરણ પામ્યાં છે. વાહ પ્રભુ! ધન્ય છે તારી અપાર માયાને!! જગદીશ્વર તમે આ રંક ઉપર દયા લાવી કૃપા દ્રષ્ટિ વર્ષાવી છે; તેથી હું તમારો જેટલો આભાર માનું તેટલો થોડો છે. પ્રભુ, તમે મને અત્યારે સૌભાગ્યનું દાન આપી કૃતાર્થ કરી છે; હું તમને પ્રણામ કરૂં છું.

**લીલા**—[ પગે લાગી ] માતુશ્રી આજે તમે અમને દર્શન આપી કૃતાર્થ કર્યા છે. પૂજ્ય દેવી અત્યારસુધી અમારા ઉદરમાં નીચનું અન્ન હતું તેથી અમે પણ મલિન હતાં; આ નીચકર્મને પુષ્ટિ આપનાર તરીકે અમે પણ તમારાં અપરાધી છીએ. અમારાથીજ તમારા પાતે પતી ગયા હોત અને આ બેને બદલે એકલા તમારા પતિની લાશ અહીંઆં પડી હોત; પણ તે તમારા પતિવ્રતના પ્રભાવે ઉગરી ગયાં છે; તથાપિ અમે તો દોષવાન છીએ તે છીએજ.

**લાલા**--સતી દેવી અમારો અપરાધ ક્ષમા કરો. આજે તમારા ચર્ણ સ્પર્શના પ્રતાપે અમારી બુદ્ધિ નિર્મળ થઇ છે; અમને અમારા દોષો દેખાયા છે. અમારી સદા સદ્‌બુદ્ધિ રહે એવી આશિષ આપો. અમે આજથી આપની સમક્ષ પ્રતિજ્ઞા લઇએ છીએ કે અમારે પ્રાણાંતે પણ નીચ કસબ કરવો નહિ; ને એક પુરૂષને વરી ઇશ્વરના ભજન કીર્તનમાં આ સંસારનો ફેરો પુરો કરવો.

**લક્ષ્મી**—બાઇઓ, જો તમે એવો નિશ્ચય કર્યો હશે તો ઇશ્વર તમારૂં કલ્યાણ કરશે, સ્વર્ગ અને નર્ક બંને અહીંઆંજ છે. પાપ અને પૂન્યનાં ફળ મનુષ્યને જીવતાંજ મળે છે. " જેવી કરણી તેવી પાર ઉતરણી "

તે તમે આ દૃષ્ટાંતથી જોઇ લીધું ! ! માટે સંસારમાં સદ્ધર્મ અને સુની-તિમાં ચાલવું એજ આ શરીર ધર્યાનું સાર્થક છે.

લાલા અને લીલા— ગાયન.

કરણી તેવી પાર ઉતરણી, ખાડ ખોદશે તે પડશે,
થાય કપટનું ચપટ અવરને, રડાવનારા જન રડશે;
આંગણમાં બાવળીયો વાવે, તે જનને કંટક નડશે,
ધરણી ધરનો નિયમ ધરામાં, વિજય વિભુ સત્યનો કરશે,
શંખ લખીતને શ્રીફળ વાગ્યું, શકુનીનો સંહાર થયો;
ચંદ્રહાસ વર વિષિયા પામ્યો, રંગ સુધન્વા નરનો રહ્યો,
ભલે દગાળા ફૂલે દગે પણ; પ્રથમ દગો તેનો ફળશે,
નરકમાં પાપી જન સડશે, પાપ તો પાપીને નડશે;
વગળમાં વગળી વલવલશે, અમળની વ્હારે વિભુ ચડશે.૦





# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—અણિમાંડવ્ય રૂષિનો આશ્રમ.

**પાત્રો**—અણિમાંડવ્ય. અને લક્ષ્મી.

( અણિમાંડવ્ય રૂષી શૂળીના અગ્ર ઉપર બેસી સમાધિષ્ટ થયા છે )

**લક્ષ્મી**—( શળીની તળે થઇ માંથે મંચક લઇ ભજન કરતી જાયછે)

**ગાયન.**

જય જય જગતપતિ જયકારી, જય જય ભૂધર ભવ ભયહારી,
જય જય અવિચળ શ્રી અવિનાશી, જય જય નાથ ચરાચરવાશી

જય જય ગોવિંદ ભજો રાધે ગોવિંદા ! વૃંદાવનચંદ ભજો રાધે ગોવિંદા ! આનંદકંદ ભજો રાધે ગોવિંદા માધવ મુકંદ ભજો રાધે ગોવિંદ (એમ કરતી ચાલે છે એટલામાં રૂષિને મંચક અડે છે ને દુઃખાય છે.)

**અણિમાંડવ્ય**—( આંખો ઉઘાડીને ) અરરર મને કોણે દુખાડયો? કયા પાપીએ મને ધ્યાનમાંથી જગાડયો ? એવું કોણ મદાંધ છે ?

**લક્ષ્મી**—( વિમાસતી નમીને ) ક્ષમા કરજો રૂષિરાજ, આ રંક અબળાથી આપને ઉપાધી થઇ છે.

**અણિમાંડવ્ય**—( ક્રોધથી ) આટલો બધો રસ્તો મેલીને શા માટે અહીં આવી ? મને કેમ દુખાડયો ?

**લક્ષ્મી**—( દીનતાથી ) માહારાજ મેં આપને જોયા નહોતા. મ્હારી નજર નિચે હતી ને સૂર્યોદય પહેલાં મહારે ઘેર પહોંચવાનું હતું તેથી ઉતાવળમાં ભુલ થઇ છે તે ક્ષમા કરો.

**અણિમાંડવ્ય**—( ઘાંટો પાડીને ) અરે મદાંધ માનની તેં તારી ઉતાવળમાં સ્વાર્થાંધ થઇ મને દુખ દીધું અને આ અપવિત્ર મંચકનો સ્પર્શ કરાવી મને અપવિત્ર કર્યો. મ્હારા ઉત્કર્ષ તપમાં ભંગ પાડયો તેથી હું તને શાપ દઉં છું કે જે સૂર્યોદયના ભયથી તેં આ અપરાધ કર્યો છે તેજ સૂર્યનો ઉદય થતાં તારો પતિ મૃત્યુ પામજો.

**લક્ષ્મી**—( ગદગદીત કંઠે ) ક્ષમા કરો મુનીરાજ ક્ષમા કરો. મેં

જાણી જોઇને આ કામ કર્યું નથી, તેથી હું કૃપાને પાત્ર છું.

**અણિમાંડવ્ય**—( ક્રોધથી ) અરે અપરાધી નારી અપરાધ કર્યા પછી કરગરવાથી કૃપાને પાત્ર થવાનું નથી. તને જે શિક્ષા થઇ છે તે યોગ્ય થઇ છે.

**લક્ષ્મી**—મુનિરાજ અજાણ્યાની તો ઇશ્વરે દરગુજર કરે છે. રાજાએ માફી આપે છે, અને આપ આવા ભગવાનના ભગત થઇ કઠોર થાઓછો તે યોગ્ય નથી, માટે મ્હારા ઉપર કૃપા કરો, દયા ધરો, હું નિર્દોષ છું.

**અણિમાંડવ્ય**—કૃપા, દયા, અને ક્ષમા, એ ત્રણે અપરાધની વૃદ્ધિ કરનારાં છે, માટે તેમને હું મ્હારી પાસે રાખતોજ નથી. બસ તારી ભુલનો બદલો તને મળવોજ જોઇએ.

**લક્ષ્મી**—ત્યારે જો આપની એમજ ઇચ્છા હોય તો મ્હારા સ્વામીના મૃત્યુ શિવાય બીજો ફાવે તે શાપ આપો. હું તે ભોગવી લઇશ, પણ હું તમારી પાસે યાચના કરૂં છું કે મ્હારો સ્વામી મને માગ્યો આપો મહારાજ. અપરાધ જો ગણતા હો તો તે મ્હારો છે, ને આતો કોઇને રોગ થાય ને કોઇને ઓસડ પવાય એવો ન્યાય થયો છે. વિચારો એમાં મ્હારા પતિનો શો દોષ છે, કે તેમને સજા કરો છો ? મહારાજ આતો ભેંશના શીંગડા ગાયને ભારે થાય છે.

**અણિમાંડવ્ય**—અરે દુર્ભાગણી, એવા વેશ્યાગામી ઉપર શા માટે આટલી બધી મમતા રાખે છે ? એવા દુરાચારી જીવીને પણ શો દિગ્‌વિજય કરવાના છે ? એતો જીવતાં છતાં પણ મૃત્યુજ પામેલા છે. બસ બસ એવા પાપીને માટે હું મ્હારૂં વચન મિથ્યા કરવાનો નથી.

**લક્ષ્મી**—( સ્વગત ) જેમ જેમ હું કરગરતી જાઉં છું તેમ તેમ મુનિ સજોર થતા જાય છે, માટે હવે કાલાવાલા કરવા નકામા છે. ( પ્રગટ ] મુનીરાજ, તરવાર જરા મ્યાનમાં રાખો. મ્હારે તમારી કૃપા જોઇતી નથી. તમારાં ગર્વ ભરેલાં વચનો મ્હારા હૃદયમાં બાણુ સમાન ખુંચે છે. મ્હારા પતિ ગમે તેવા છે તેની તમારે શી પંચાત છે ? તમે અત્યારે મોટા ન્યાયાધીશ થવા જાઓ છો, પણ એ તમારો દંભ છે, અને ન્યાયતો શ્રી નરહરીના હાથમાં છે. તમે તો તમારૂં ચાલ્યું તેટલું કરી લીધું પણ મ્હારી લાજ ઇશ્વર રાખનાર છે. તમે મને શાપ આપીને તમારા મનમાં સંતોષ પામતા હશો, પરંતુ હું તમારા શાપની અણુમાત્ર પણ બીંતી રાખતી નથી. હું જોઉં છું કે મ્હારા પતિ કેમમરે છે ? સૂર્ય નારાયણના શા

ભાર છે કે ઉદય પામી શકે છે ? હું પ્રતિજ્ઞા કરૂ છું કે જો સૂર્યનારાયણ ઉદય થશે તો તેને શાપથી બાળી ભસ્મ કરી નાંખીશ, અને મ્હારા સૌભાગ્યની સાથેજ રન્નાદેની ચુડીઓ ભગાવી નાંખીશ.

**અણિમાંડવ્ય**—તારી નજરમાં આવે તે કરજે પણ મ્હારો શાપ મિથ્યા થવાનો નથી.

**લક્ષ્મી**—મુનિરાજ હજુ વિચારો. તમે જેવા તપસ્વી છો તેવી હું પતિવ્રતા છું. પ્રભુ તમારાને મ્હારા સરખા સગા છે. તમારા જેવા તપસ્વિ, જ્ઞાની અને ધ્યાનીના અંતઃકર્ણમાં આટલો બધો ગર્વ ભરાઇ રહ્યો છે, એ જોઇ મને બહુ આશ્ચર્ય લાગે છે. અતિશય પ્રભુતા તેતો લઘુતાનું મૂળ છે. તમે તમારા અભિમાનમાં મને જે શાપ આપ્યો છે તે શાપ નથી પણ અન્યાયની ખાપ છે; અભિમાનની છાપ છે, તમારા મલિન અંતઃકર્ણનું પાપ છે, અરે પાપનો શું ? પણ તપસ્વિઓની મહત્તાને દહન કરનારો પ્રચંડ તાપ છે. ( સ્વગત ) ચાલ્ય હવે આ વિવાદ કાંઇ કામનો નથી. પત્થર પલળવાનો નથી. હવે તો સૂર્યને ઉગતો ખાળવો અને ઘેર જઈ સ્વામીની સેવા કરવી એજ મ્હારૂ કર્તવ્ય છે. ( સૂર્યને ) ખબરદાર સૂર્યનારાયણ જો ઉગશોતો બાળીને ભસ્મ કરી નાખીશ; હે પ્રભુ તું સતિયોની લજ્યા રાખતો આવ્યો છું તે રાખજે. [ પડદો પડે છે ]

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**—રાજમહેલ.

**પાત્રો**—કંદર્પસેન. કાન્તા, દ્વારપાળ, માનસુર, મદાસુર, પ્રધાન વિચારચંદ્ર, અને સૈન્યાપતી.

**કાન્તા**—પ્રાણનાથ, આ ચક્ષુ ક્યાં ગુમાવી આવ્યા ? શું કાંઇ મૃગયા રમતાં પશુના નખ વાગ્યા ? કે કોઇ ઝેરી વનસ્પતિનું દુધ પડ્યું ?

**કંદર્પ**—પ્રિયા, વ્યભિચારરૂપી વનમાં સતિ રૂપી સિંહણને છંછેડી આ આંખ્યો હું ખોઈ બેઠો છું.

**કાન્તા**—ત્યારે શું સતી નારીનો શાપ પામ્યા છો ?

**કંદર્પ**—હા. એમજ થયું છે. એ શાપ નથી પણ મ્હારા પ્રગટ થએલાં પાપ છે, અને જીંદગી પર્યંતનો પશ્ચાતાપ છે. જે મેં મારે હાથે

હોરી લીધો છે. પ્રિયા, આ આંખ્યો ગઇ તેનો યોગ્ય થયું છે. પણ મ્હારૂ મુખ કાળું થયું છે તે હવે કોટી ઉપાયે ઉજ્જ્વળ થવાનું નથી.

**કાન્તા**—શાપ ઉપરાંતકાંઇ વિશેષ પસ્તાવાનું કારણ થયું છે ?

**કંદર્પ**—હા જે સતિએ મને શાપ દીધો છે, અને જેને તું અત્યારસુધી રૂષિ પત્નિ ગણે છે તે રૂષિપત્નિ નથી પણ તારી દેરાણી છે. મ્હારા સગા કાકા મહારાજા જ્ઞાનચંદ્ર જેમને મેં છળ કપટથી મરાવી આ રાજ્ય લઇ લીધું છે તેમના પુત્રની ધર્મ પત્નિ છે. તેનું નામ સતિ કમળાદેવી છે.

**કાન્તા**—ત્યારે શું તમારા બંધુ હયાત છે !

**કંદર્પ**—હા. તે હયાત છે. ને મહાન્ પરાક્રમી છે. જેણે મોહાસુર જેવા બળવાન અને માયાવી અસુરને એક બાણે નિપાતન કર્યો તે ચૈતન્યને નામે ૐકાર રૂષિના આશ્રમમાં મોટો થયો છે. આ પાપીએ તેને મારી નાંખવાને માટે જેટલું બન્યું તેટલું કર્યું છે, પણ તે સૌ અફળ ગયું છે. છેવટે તેના મહેલમાં અગ્નિ મુકાવી સળગાવી મેલ્યો તો પણ જેમ લાક્ષાગ્રહમાંથી પાંડવોને, નિંભામાંથી માંઝારીના બચ્ચાંને અને વિષના લાડુમાંથી ભીમસેનને ઇશ્વરે ઉગારી લીધાતા તેમ તેનું પણ રક્ષણ કર્યું છે.

**કાન્તા**—પ્રાણનાથ, તમે બહુજ ખોટું કર્યું છે. જેને સુધારવાનું કાંઇ સાધનજ નથી, એવાં કુકર્મો તમારાથી થયાં છે તદપી થયું તે ન થયું થવાનું નથી. હવે તો તે સજીવન રહ્યા છે એ બાબત ઇશ્વિરનો ઉપકાર માની તેમની ક્ષમા માગવી એજ સાધન હાથમાં રહ્યું છે.

**કંદર્પ**—પ્રિયા, મેં છતી આંખે અંધાપાનાં કામ કર્યાં છે તેથીજ હું અંધ થયો છું. જે કુકર્મો મેં હસી હસીને કર્યાં છે તેના ફળ મ્હારે રોઇ રોઇને ભોગવવાં પડશે એવું મેં પ્રથમથી જાણ્યું નહોતું ! અરે હાય ! જે ધરણી મહારાજા માંધાતા પછવાડે ના ગઇ, જે વૈભવ રાજા રાવણની સાથે ના ગયો અને જે રાજ્ય પ્રતાપી રામચંદ્ર, યુધિષ્ટિર, અગર ભરત અને રઘુ જેવા મહાન નૃપતિઓની સાથે ના ગયું, તે રાજ્ય તે વૈભવ અને તે ધરતીને માટે હું ગોત્ર હત્યારો થયો છું એ પાપનો છુટકારો ક્યારે થશે ? હાય ! હવે શું કરૂં ? ક્યાં જાંઉ ?

**કાન્તા**—પ્રાણનાથ હવે ગત વસ્તુનો શોક વ્યર્થ છે.

**કંદર્પ**—પ્રિયા, આ જગતમાં જેની આંખ્યો ગઇ તેનું સર્વસ્વ ગયું. આ જગતમાં માધુર્યતા સમાન સુખ નથી, ભિક્ષુક સમાન ભુખ નથી; અને અંધાપા સમાન દુઃખ નથી. સર્વને આંખની જ શરમ છે. શાસ્ત્રમાં પણ

અંધને રાજ્યનો અધિકાર નથી માટે હવે હું રાજ્યને લાયક પણ રહ્યો નથી. હવે હું શું કરૂં તે કાંઇ સુઝતું નથી.

**કાન્તા**—પ્રાણનાથ, આપે જે જે દુષ્કર્મો કર્યાં છે, તેમાં આપનો દોષ નથી, પણ સંગતીનો દોષ છે. સારી સંગતીને લીધે ગંગા શીવજીના મુસ્તકપર ચઢી ગયો છે. ખાળ કુડીનું પાણી ગંગામાં ભળી પવિત્ર ગણાયું છે, નઠારી સંગતીને લીધે ચોખાનો દાણો જારમાં ભગી જારનું મુલ પામ્યો છે. છાશની સોબતે દુધ ખાટું થઇ વલોવાયું છે. ક્ષારની સોબતે પાણી ખારૂં થયું છે. અને ઉકરડાની સોબતથી વાયુ દુર્ગંધવાળો ગણાયો છે; તેમ તમે પણ કુસંગતીની અસરથી અવળે રસ્તે દોરાઇ કલંકીત થયા છો. હવે પશ્ચાતાપ મુકી દઈ હું કહું તે કરો તો જ સુખનો સંભવ છે.

કંદર્પ—વ્હાલી તું જે કહે તે કરવાને હું તૈયાર છું.

**કાન્તા**—તમારા કનિષ્ટ બંધુ ચૈતન્યચંદ્ર જે આ રાજ્યના ખરા માલીક છે, તેમને તેમનું રાજ્ય સોંપી દઇ અપરાધની ક્ષમા માગો. તેમના શરણમાં રહી ઇશ્વરનું ભજન કિર્તન કરો. આમ કરવાથી તમારી સતી ભો જાઇ કોક દીવસ કૃપાવંત થશે ને એની જ આશીષથી તમે પુનરપી દેખતા થશો, પણ તે પહેલા પેલા દુરાચારી માનાસુર મદાસુરને કેદ કરો અને આપણા માજી પ્રધાન વિચારચંદ્રને સાથે લઇ ચૈતન્ય ચંદ્રને તેડી લાવો.

કંદર્પ—ધન્ય છે પ્રિયા તારી સલાહ સર્વોત્તમ છે. (દ્વારપાળને) અરે દ્વારપાળ તમે જાઓને સૈન્યાધિપતિને કહો કે માનાસુર મદાસુરને કેદ કરી માહારી સમક્ષ રજુ કરે અને તમે આપણા માજી પ્રધાન વિચારચંદ્રને બોલાવી અહીં આવો.

**દ્વારપાળ**—(નમીને) જેવી આજ્ઞા.

કંદર્પ—પ્રિયા, હું ચૈતન્યચંદ્રને તેડવા જઇશ. પણ તે મહારો વિશ્વાસ કરશે કે નહીં? તે સંશય યુક્ત છે. વળી તેમને મહારૂ કાળું મુખ દેખાડતાં પણ મને ઘણી શરમ આવે છે.

**કાન્તા**—પ્રાણનાથ, જ્ઞાની પુરૂષો હમેશાં ક્ષમાવાન હોય છે. શૂરવીર પુરૂષો હમેશાં કૃપાવાન હોય છે. અને ધર્મિષ્ટ પુરૂષો હમેશા દયાવાન હોય છે. તે નમે તેની કરણી સામુ જોતાં નથી અને સર્વ ભુતને સમાન ગણે છે. દિનમાનને દોષ દઇ હમેશાં રૂઠેલા રહેતા નથી માટે સંશય નહીં રાખતાં સુખેથી જાઓ. (એટલામાં સેન્યાપતિ માનાસુર મદાસુરને રજુ કરે છે.)

**સેન્યાપતી**—(નમીને) મહારાજ આપની અજ્ઞાનુસાર આ માનાસુર મદાસુરને મેં રજુ કર્યા છે.

**કંદર્પસેન**—(ક્રોધથી) અરે દુષ્ટો આજ સુધી તમે મને અવળી સલાહ આપી આ દશાને પહોંચાડયો છે, તેમજ મહારા પુજ્ય કાકાને મરાવી ગોત્ર હત્યારો કર્યો છે. અને તમે જ મને કમળાદેવી જેવી સતીને બળાત્કારથી ઘરમાં ઘાલવાની સલાહ આપી અંધ કર્યો છે. તમારી કરણી પ્રમાણે હું તમને જે સજા કરૂ તે થોડી છે, પણ દયાની નજર રાખી હું તમને જન્મપર્યંત કેદ કરૂં છું. જાઓ તમારૂં કાળુ મુખ લઇ દુર થાઓ.

( સેન્યાપતિ બન્નેને લઇ જાય છે, ને માજી પ્રધાન આવે છે. )

**પ્રધાનજી**—મહારાજ હું આપને પ્રણામ કરૂ છું. મને શી આજ્ઞા છે, તે ફરમાવો.

**કંદર્પસેન**—આવો પધારો પ્રધાનજી. તમારીકદર હવે મને પુરેપુરી થઇ છે. તમારા જેવા નિમકહલાલ અને સાચાદિલના પવિત્ર પ્રધાનનું અપમાન કરી હું પુરતી સજા પામ્યો છું. " કમળાનો મોહ તજી કમળાપતિ કર્તારનો મોહ રાખો " એ તમારા અમુલ્ય વચનો અત્યારે મને યાદ આવે છે, ને પસ્તામણ થાય છે. જે માનાસુર મદાસુરને તમેનીચ કહેતા હતા તે અંતે નીચજ ઠર્યા છે. જે સતિને તમે પાવકની જવાળા કહેતા હતા તે તેજ નીવડી છે. મહારા અઘટિત મનોર્થ મહારા મનમાં જ રહ્યા, ને (પોતાની આંખો બતાવી) રત્ન લાવતાં આ રત્નને હું ખોઇ બેઠો છું. હવે હું તમને સાથે લઇ મહારા કનિષ્ટ બંધુ ચૈતન્ય ચંદ્રને તેડી લાવી આ ગાદી હું તેમને આપવા ઇચ્છુ છું અને તમને તમારી જગાએ કાયમ કરૂ છું.

**પ્રધાનજી**—આપની ઇચ્છા સમયાનુસાર યોગ્ય છે. ચાલો હું તૈયાર છું.

**કંદર્પસેન**—પ્રિયા અમે જઇએ છીએ.

**કાન્તા**—પધારો પ્રાણનાથ ! પરમાત્મા તમારી મનકામના પૂર્ણ કરો.

( જાય છે. )

---

## પ્રવેશ ૩ જો.

---

**સ્થળ**—સ્વર્ગમાં ઇંદ્રનો દરબાર.

**પાત્રો**—ઇંદ્ર, અપ્સરાઓ, દેવતાઓ (અગ્નિ, વાયુ, ધર્મ, ચંદ્રાદી ) મુનીઓ ( નારદ વશિષ્ટ વિગેરે. )

**અપ્સરાઓ**—( નૃત્ય કરે છે) ગાયન.

આનંદની રજની આ સજની રૂપાળીરે.
ગ્રહ ગણપતિ આકાશે રાજે, સોળ કળા સંપૂરણ સાજે;
અમૃત રસ વરસે સખિ આજે, રંગની રેલ રૂપાળીરે.
—આનંદની૦

ચિતમાં ચતુર ચકોરી હરષે, કરી કલોલ કુમુદની દરશે;
શિતળતા થઈ ચંદની સ્પર્શે, મનહર મોહની જાળીરે.
—આનંદની૦

સરરર સરરર સમીર વહે છે, કામણ કથન કરણને કહે છે;
રતિ પતિ રગરગ વ્યાપ્ત રહે છે, દ્રગ દ્રગ નવલ નિહાળીરે
—આનંદની૦

ઇંદ્ર—હે સ્વર્ગના ભૂષણ રૂપ દેવતાઓ આ અપ્સરાઓના નૃત્ય ગાયનથી તમારા મન પ્રસન્ન હોવા જોઇએ, તેના બદલે તમારા વદન ઉપર શોકની છાયાં છવાઇ રહી છે તેનું શું કારણ છે ? હે મહા મુનીવરો તમે પણ આજે ગ્લાનીયુક્ત કેમ જણાઓ છો ?

અગ્નિ—દેવેંદ્ર આજે કેટલાક દીવસથી પૃથ્વિ ઉપર અર્ઘ પ્રદાન અને યજ્ઞ યાગાદી ક્રિયાઓ અચકી ગઇ છે તેથી અમે નિસ્તેજ થયા છીએ.

નારદ—અમરરાજ, દુષ્કાળ પડે છે ત્યારે પ્રથમ પત્ર ખરી પડે છે, પછી શાખાઓ સુકાઇ જાય છે, ને અંતે થડનો પણ નાશ થાય છે, તેમ અત્યારે આ અન્ય અમર ગણો નિસ્તેજ થયા છે પણ છેવટે આપને પણ એ ઉદ્વેગ લાગ્યા વિના રહેવાની નથી.

ઇંદ્ર—( વિસ્મય થતો ) હેં હેં એવી શી ઉપાધી છે ? શું કોઇ અસુરે ઉપદ્રવ કરવા માંડયો છે ? જો એમ હોયતો ચાલો હું તેનો સંહાર કરૂં.

વાયુ—વિભુ અસુરતો કોઇ નથી પણ એક લક્ષ્મિ નામની સતી તેના રોગી પતિને માંથે ઉચકી જતી હતી, તેવામાં અણિમાંડવ્ય રૂષિને શૂળીના અગ્ર ઉપર સ્પર્ષ થયો ને દુખાયા તેથી તે સ્ત્રીને સૂર્યોદય થતાં

વૈધવ્ય પ્રાપ્ત થશે એવો તેમણે શાપ દીધો છે. તે સતિએ એવો સંકલ્પ કર્યો છે કે જો સૂર્ય ઉગે તો શાપથી બાળીને ભસ્મ કરૂ, તેથી અર્ક અદર્શ રહ્યો છે, અવનીમાં અંધકાર થયો છે. કોઇને રાત્રી દીવસની ખબર પડતી, નથી લોકોનો વ્યવહાર બંધ પડી ગયો છે, અને જપ, તપ, પુન્ય દાન અને વ્રતાદિક શુભ કર્મો બંધ પડયા છે. અત્યારે સૂર્યનારાયણને માથે પરમ સંકટ આવી પડયું છે, માટે તમે કાંઇ ઉપાય કરો.

**વશિષ્ટ**—સૂર્યનારાયણનો ઉદય કરી સર્વને આનંદ આપવાને તમે યોગ્ય છો.

**ઇંદ્ર**—[ વિચાર કરી ] દેવગણો અને રૂષિવરો, તમે જે કહો છો તે કામ ઘણું જ ભારી છે. રૂષિ અને સતિના સંગ્રામમાં વચ્ચે પડવાને મહારૂં સામર્થ નથી. વખતે બેમાંથી એકનું દીલ દુભાય તો વચ્ચે સૂર્યની વલે થઇ તે મહારી પણ થાય, માટે એ કામમાં હું વચ્ચે પડી શકતો નથી. સતીના અને તપસ્વિના ક્રોધથી બચવાને માટે સાક્ષાત કાળ જેવાનું પણ ગજુ નથી. તો હું કોણ વિસાતમાં છું ? માટે ચાલો આપણે એ હકીકત કૈલાસમાં જઈ શંકરને નિવેદન કરીએ.

**નારદ**—અમરાપતિનું કહેવું યથાર્થ છે. શંકર ભગવાન ભોળા છે. ત્રુઠયા તો સાગરની લહેર છે એમને એકે કાર્ય અઘરૂં નથી, માટે ચાલો આપણે સૌ ત્યાં જઇ સ્વયંભુની પ્રાર્થના કરીએ. ( સૌ જાય છે. )

[ સ્વર્ગ ઉડીને કૈલાસનો સીન થાય છે શંકર ધ્યાનમાં બેઠેલા છે. ]

**ઇંદ્ર**—હે દેવાધિદેવ સ્વયંભૂ, ભોળાનાથ, ગંગાધર, ઉમયાવર, જોગેશ્વર, ચંદ્રશેખર અમે તમને પ્રણામ કરીએ છીએ. તમે દયાના નિધાન છો, કરૂણાના સાગર છો, દેવગણના હિતકારી છો, અસુરારી છો, તમારી અપાર માયા છે હે શંકર અમારા ઉપર કૃપા કરો હે પ્રભુ તમે ભક્તવત્સલ છો.! તમે શરણાગતની લાજ રાખતા આવ્યા છો.! હે ત્રિપુરારી અમે સર્વ અમરગણો તમારે શર્ણ આવ્યા છીએ.! અમારૂં રક્ષણ કરો.!

**શંકર**—( ધ્યાનમાંથી જાગૃત થઇને ) હે દેવગણો અને રૂષિવરો, હું તમારી શ્રદ્ધાળુ પ્રાર્થનાથી પ્રસન્ન થયો છું. તમે કેમ આવ્યા છો તે કહો.

**ઇંદ્ર**—( હાથ જોડીને ) પ્રભુ આજ કેટલાક દીવસથી સૂર્યનારાયણ ઉદય પામી શકતો નથી, ને પૃથ્વીમાં અંધકાર થઇ ગયો છે. ધર્મ ક્રિયાઓ

ચાલતી નથી. યજ્ઞ આહુતીઓ મળતી નથી. તેથી અમે સૌ નિસ્તેજ થઇ ગયા છીએ.

શંકર—તેનું શું કારણ છે? હજી કળીયુગને તો ઘણીવાર છે, તેમ છતાં આટલો બધો અધર્મ પ્રવર્ત્તાયો છે તે શ્યાથી?

ઇંદ્ર—નાથ. તમે સર્વાન્તરના જાણુ છો. આપતું કશું અજાણ્યું નથી. અમારા દુઃખનું કારણ એક લક્ષ્મીનામે સતી છે.

શંકર—હા, અમરાપતી એ સતી મહા સમર્થ છે. તે પોતાના પ્રતિવ્રતના પ્રભાવે સૂર્યનો ઉદય થવા દેનાર નથી, તેમ અણિમાંડવ્યમુનિનો શાપ પણ મિથ્યા થવાનો નથી. આવા ગુંચવણી ભરેલા કાર્યમાં વચ્ચે પડવાને મ્હારી હીમત ચાલતી નથી. એ બંન્ને ભગવાનના પરમ ભક્ત છે. માટે વૈકુંઠમાં જઇ વિષ્નુ ભગવાનની પ્રાર્થના કરીએ, તોજ કાર્ય સિદ્ધિ થવાનો સંભવ છે. માટે ચાલો આપણે વૈકુઠમાં જઇએ.

( શંકર સહિત બધા દેવતાઓ વૈકુઠમાં જાય છે. )

( કૈલાસ બદલાઇ વૈકુંઠનો સીન થાય છે. )

( વિષ્નુ ભગવાન લક્ષ્મીજી સહિત સિંહાસનપર બેઠા છે.)

બધાદેવો-જય જય જગદીશ્વર અમે તમને પ્રણામ કરીએ છીએ

વિશ્નુ—( સૌ દેવતાને જોઇ )પધારો પધારો સ્વયંભૂ આજ તમે સર્વ દેવતા સહિત પધારી વૈકુંઠની શોભામાં વૃદ્ધિ કરી છે- હું તમારા દર્શનથી કૃતાર્થ થયો છું. ( સામા જઇ હાથ ઝાલી આસનપર બેસારે છે ને બીજા દેવ ઉભા રહે છે. )

શંકર—હે કમળાપતિ તમે અનંત બ્રહ્માંડના ઇશ્વર છો. આનંદ રૂપ છો. સર્વ સુરગણોના શિરોમણી અને સુખના સ્થાન છો. હે ભગવાન્ તમે સર્વવ્યાપક, સર્વશકિતમાન, અને સર્વજ્ઞ છો. તમેજ કાર્ય કારણ અને કર્ત્તા છો. હે અશર્ણાશર્ણુ અમે તમારે શર્ણે આવ્યા છીએ-

ઇંદ્ર—જય જય જગતપતિ, પરબ્રહ્મ પરમાત્મા, પુર્ણ પુરૂષોત્તમ અમે તમને પ્રણામ કરીએ છીએ. હે દીનબંધુ તમે દયાના નિધાન છો. અત્યારે અમારા ઉપર અસહ્ય સંકષ્ટ આવી પડયું છે તે નિવારણ કરો.

વિષ્નુ—એવું શું સંકષ્ટ તમારા ઉપર આવી પડયું છે?

ઇંદ્ર—વિશ્વપતિ તમે સર્વાન્તરના જાણુ છો. આપનાથી કશું અજાણ્યું નથી.

મહાપ્રભુ મૃત્યુ લોકમાં એક લક્ષ્મિ નામની સતિએ તેના દુમે તિ

પતિના હિતને અર્થે સૂર્યને ઉદય થતો અટકાવી ત્રાસ વર્ત્તાવ્યો છે.

**વિષ્નુ**—શા સારૂ ત્રાસ વર્ત્તાવ્યો છે?

**ઇંદ્ર**—તેને અણિમાંડવ્ય રૂષીએ શાપ દીધો છે કે સૂર્યોદય થતાં ત્હારો પતિ મૃત્યુ પામજો. તે સ્ત્રી પોતાની હઠ છોડતી નથી ને મુનિરાજ તેને ક્ષમા આપતા નથી. આ બંનેના વિવાદમાં અમે માર્યા જઇએ છીએ. માટે હે કરૂણાના સાગર તમે રવિનો ઉદય કરો.

**વિષ્નુ**—હે દેવતાઓ, તમને સહાય કરવી એ મ્હારૂં કર્ત્તવ્ય છે, જદપી આ કામ એવું અટપટું છે કે મને કાંઇ સુઝતું નથી. સતિ લક્ષ્મિદેવી મારી પુત્રી છે, મુનિ અણિમાંડવ્ય મ્હારા પુત્ર છે એ બેમાં હું કોને દુભવી શકુ ? કઇ આંગળી કાપુતો રૂધિર ના નીકળે, દેવતાઓ, જેમ રૂષિરાજે તપના પ્રભાવથી મને આધિન કર્યો છે તેમ સતિ લક્ષ્મિદેવીએ મને પતિવ્રત ધર્મથી આધિન કર્યો છે. એ બંન્ને મ્હારી આંખનાં રત્ન છે. એમાં એકેનું મન હું દુભવી શકુ તેમ નથી, પરંતુ દેવતાઓ તમે પણ મ્હારૂ અંગ છો, તમને જે દુખ થાય તે હુ મનેજ માનુ છું તેથી તમારા ત્રણેનો રંગ રહે એવો ઉપાય માત્ર એકજ છે તે બતાવું છું.

**ઇંદ્ર**—કૃપાનિધાન અમારૂં રક્ષણ તમારા વિના બીજું કોણ કરનાર છે, તમે જે ઉપાય બતાવશો તે કરવાને અમે આતુર છીએ.

**વિષ્નુ**—સાંભળો. મનસાપુરીના મહારાજા જ્ઞાનચંદ્રનો પુત્ર ચૈતન્યચંદ્રને નામે રૂષિની સ્થિતિમાં રહે છે. તે મહાજ્ઞાની અને મ્હારો પરમ ભક્ત છે. તેને ઘેર કમળા નામની પત્નિ છે તે સર્વે સતિયોની શિરોમણી છે. તે આ લક્ષ્મિની જેષ્ટ બગની થાય છે. માટે તે લક્ષ્મિને સમજાવી આપણું કાર્ય કરવાને સમર્થ છે. માટે માટે તમે સૌ તમારી પ્રભુતાનો ગર્વ છોડી દઈ એ કમળાની પાસે યાચના કરવા ચાલો, તેની પ્રાર્થના કરો. જો તે કૃપા કરે તોજ તમારૂં કાર્ય થાય એવું છે, બીજો ઉપાય છેજ નહી.

**ઇંદ્ર**—પ્રભુ અમે સૌ આપની આજ્ઞાનુસાર વર્તવાને તૈયાર છીએ.

**વિષ્નુ**—ચાલો ત્યારે સૌ કમળાના આશ્રમમાં ! ( નારદને ) નારદજી તમે મ્હારા પરમભક્ત વિરભાંડકને તથા નિષ્કુળ વિગેરેને લઇ પરભાર્યા ત્યાં આવો.

**નારદ**—(નમીને) જેવી આજ્ઞા.

( બધા દેવો કમળાના આશ્રમે જાય છે. )

---

# પ્રવેશ ૪ થો

**સ્થળ**—તપોવન.

**પાત્રો**—ચૈતન્ય ચંદ્ર, કમળા, દક્ષ, કંદર્પસેન, વિચારચંદ્ર, અને વિષ્ણુ સહિત દેવતાઓ.

**કમળા**— ગાયન.

સંસાર સાર સુખકાર પ્રાણ આધાર અતન અવતાર,
ઉરહાર સ્વરૂપ અંબાર અનઘ અવિકાર શરીર શ્રંગાર,
તરશી પુનર દરષી છબી નથિ નેત્રને ત્રપ્તી થતી,
આનંદ કેલીકંદ ચિતનાચંદમાં રહુ રાજતી,
સુખ સ્વર્ગને અપવર્ગનું સેવા મધુર મેવાપતી.
કાશી ગયા કેદાર મથુરાં ચર્ણમાં દ્વારામતી.
દુઃખ હરણ શરણ સુખ કરણ ચરણ ષટ્ દરશન મુખ ભર્તાર-સંસાર

**ચૈતન્ય**—ધન્ય છે, ધન્ય છે, લલિતાંગી ધન્ય છે તનો તારા જેવી પવિત્ર પ્રેમદાથી મહારૂ અંગ વિભુષિત થયું છે, તેથી હું મ્હારો ભાગ્યોદય માનું છું.

**કમળા**—પ્રાણનાથ, આપ એમ માનોએ આપની પ્રભુતા છે. જેમ સારા કૃષિકારોથી ધરા, સુશોભિત વૃક્ષોથી વન અને તપસ્વિના પ્રભાવે તિર્થ તેજસ્વિ થાય છે, વળી સુવર્ણના ઢોળથી ચાંદી કુંદનમય જણાય છે, તેમ હું પણ આપના પ્રતાપે પ્રતાપવંતી છું; પણ નાથ, ઘઉંના ઘેબરે બને છે ને ઘેંશ બને છે, જેવો રાંધનાર, ! પુસ્તકમાંથી સારે મળે છે ને કુસારે મળે છે જેવો વાંચનારા ઔષધિમાંથી અમૃતે મળે છે ને વિષે મળે છે જેવો શોધનારા તેમ સ્ત્રિ જાતીમાં ગુણે હોય છે ને અવગુણે હોય છે, પણ જેવો સ્વામી !

**ચૈતન્યચંદ્ર**—વલ્લભા, તેં રાજ્યભુવનના સુખનો ત્યાગ કરી આ જંગલમાં મંગલ માન્યુ છે. તારા પિતાશ્રીના વૈભવ આગળ આ સુખ તુચ્છ છે, તેમ છતાં તું સર્વ વાતે સંતોષ માની મને પરમાનંદ આપે છે. એ તારા ધર્મ કર્મને પ્રેમની પરિક્ષા છે.

### હરિગીત.

તુજ જેવિદેવિ તુજ છે મન મોહની મંગળ કરો,
ન્યારી છબી તારી દુલારી દુઃખની સંકટ હરો;
દરશી કમલ મુખ અમલ દ્રગ મૃગ સુભગથી તદ્રુપ થયો,
ચિત ચોર ચટકે લલિત લટકે મોહિ મટકાળી રહ્યો.

**કમળા**—પ્રાણપતી, આ જંગલ નથી પણ ઇંદ્રનું નંદન વન છે. આ ઝુંપડી નથી પણ સત્ય ધર્મ સુનીતિ અને મોક્ષનો બનેલો મણીમય મહેલ છે. નાથ તમે તમારા તપના પ્રભાવે ઇચ્છિત વસ્તુઓ પ્રાપ્ત કરવાને સમર્થ છો, પણ આ પર્ણકુટિમાં મને જે સુખ મળે છે, તે રાજમહેલમાં બેઠેલી મહારાણીને પણ નહિંજ મળતું હોય એમ હું મ્હારા ખરા અંતઃકર્ણથી માનું છું.

**ચૈતન્ય**—સારી સ્ત્રિયો હમેશા એમજ માને છે.

**કમળા**—માનતી નથી પણ માણું છું.

**ચૈતન્ય**—તે તો હું જાણુંછું.

**કમળા**—વૈભવનું વસાણું એ ખરૂં ખાણું નથી, પણ ધનનું ધિંગાણું છે.

**ચૈતન્ય**—તારા જેવી સાર ગૃહસ્થ કરનાર સ્ત્રિઓ એજ આ જગતમાં સુખ છે.

**કમળા**—નાથ, હીરો જેમ પોતાની કિંમત જાણતો નથી, પુષ્પને પોતાની સુવાસની ખબર નથી, તેમ આપને પણ આપની પ્રભુતાનું પિછાન નથી. ચંદનના વૃક્ષને જગત પુષ્પ વિનાનું કહે છે, સુવર્ણને સુગંધી વિનાનું કહે છે, અને શેરડીને ફળ વિનાની કહે છે, પણ હુંતો એ ત્રણેને પ્રત્યક્ષ, પુષ્પ પ્રાગને ફળ વાળાં દેખું છું.

**ચૈતન્ય**—જે ઇશ્વરે રચ્યું નથી તે તું દેખે છે, એ અદ્‌ભુત ભાવના છે. તારી વાણીમાં કાંઇ ભેદ છે.

**કમળા**—ભેદ નથી, અભેદ છે, વેદ છે.

**ચૈતન્ય**—ત્યારે તે પ્રકાશ કર.

**કમળા**—પ્રકાશ કરતાં લાભ થોડો છે ને હાની વિશેષ છે.

**ચૈતન્ય**—કોને !

**કમળા**—મને.

**ચૈતન્ય**—મને સમજાવ તો ખરી ! શી હાની છે !

**કમળા**—આપની સેવાનો લાભ મને અત્યારે જે મળેછે તે ભેદ જાગતા ઓછો મળશે.

**ચૈતન્ય**—અરે એમતે હોય ? સજ્જનનો પ્રેમતો સાંજનો શીળો છે.

**કમળા**—પ્રાણનાથ ત્યારે હુ કોણ છું તે તમે કહો.

**ચૈતન્ય**—અરે અલબેલી તેં તો મને હવામાં ઉડાડવા માંડયો ! તું ક્ષત્રી પુત્રી છું, રૂષિ પત્નિ છું, મહારી જીવાદોરી છું.

**કમળા**—ત્યારે તમે જાણતાજ નથી.

**ચૈતન્ય**—દેવી છું, રંભા છું, રતિ છું, મોહની છું. વળિ કોણ ? તુંજ કહેકે તું કોણ છે ?

**કમળા**—અરે હુંતો રૂષિ પત્નિને મહારાણી બેય છું.

**ચૈતન્ય**—રાણી ત્યારે તારી વાણી તાણી ન રાખ.

**કમળા**—પ્રાણનાથ, ત્યારે તમે શું રૂષિ પુત્ર છો ?

**ચૈતન્ય**—હા.

**કમળા**—ના, રાજ પુત્ર છો.

**ચૈતન્ય**—ત્યારે શું ૐમકાર રૂષિ મહારા પિતા નહીં ?

**કમળા**—નહીં. તમે તો મનસા પુરીના મહારાજા જ્ઞાનચંદ્રના કુળ દીપક છો અને ૐમકાર રૂષિતો 'તમારા ધર્મ પિતા છે.'

**ચૈતન્ય**—પ્રિયા, શું તું આ સત્ય કહે છે ?

**કમળા**—હા. હું અક્ષરે અક્ષર સત્ય કહું છું.

**ચૈતન્ય**—તે તારા જાણવામાં શી રીતે આવ્યું.

**કમળા**—પ્રાણનાથ, જે મોહાસુર મને હણું કરીને લઇ જતો હતો, તે મનસા પુરીના દુષ્ટરાજા કંદર્પસેનનો મિત્ર હતો. તે કંદર્પસેન તમારા કાકાનો દીકરો ભાઇ થાય છે તે કામી, હરામીને કુડી નજર વાળો હતો, તેને મેં હાલ શાપ આપી અંધ કર્યો છે. તે દુષ્ટે તમે નાના હતા, ત્યારે તમારા પિતાશ્રી જ્ઞાનચંદ્રને છળ કપટથી મારી નંખાવ્યા અને તમને તથા માતુશ્રીને મારવાને માટે રાતો રાત મહેલમાં અગ્નિ સળગાવ્યો, તેમાં માતુશ્રી બળી ગયાં અને અલૌકિક રીતે પરમાત્માએ તમારૂ રક્ષણ કર્યું છે. હાલમાં એ પાપી તમારી ગાદી દબાવી બેઠો છે, આ હકીકત તમે જ્યારે મોહાસુરને મારી બીજા અસુરની શોધ કરવા ગયા ત્યારે મોહાસુરે મરતી વખતે પશ્ચાતાપ કરતાં કહી, તેથી મેં જાણીછે પણ ગુપ્ત રાખીતી તેનું કારણ મેં પ્રથમથીજ તમને કહી દીધું છે.

**ચૈતન્ય**—(ક્રોધથી) અરે હાય, હવે એ પાપીનું આવી બન્યું છે, તમે આટલા દહાડા એ હકીકત ગુપ્ત રાખી એ ભુલ કરી છે. હું પિતાનો ઋણી છું. મહારા પવિત્ર માતા પિતાને મારનારનો જ્યારે હું સંહાર કરીશ, ત્યારેજ મને જંપ વળશે ! જ્યાં સુધી એ શત્રુ હયાત છે, ત્યાં સુધી મહારૂ જિવન નિષ્ફળ છે ! પ્રિયા હવે તો હું એ પાપીને યોગ્ય શિક્ષા આપવા તત્પર થાઉ છું.

**કમળા**—નાથ જરા શાન્તિ રાખો, અત્યારે તો તે અધમ અંધ થયો છે. એવા માંકણને મસળવામાં આપના જેવા રણધીરને શીવાર છે ? પણ આ વાત મહારા પિતાજીને જણાવી હોય તો વધારે સારૂ.

**ચૈતન્ય**—આવા હલકા કામમાં તેમને તસ્દી આપવાની શી જરૂર છે. હું મહારી ધનુર્વિદ્યાના પ્રતાપે તે દુષ્ટને નિપાતન કરવાને શક્તિવાન છું.

**કમળા**—હું જાણું છું કે આપ એક અજીત યોદ્ધા છો. શૂરવિર છો. એતો શું પણ એકવાર ઇંદ્ર જેવાને પણ શિક્ષા આપવાને સમર્થ છો પણ પુછતા નર પંડીત. ( એટલામાં દક્ષરાજ આવે છે તેને જોઇ ) ઓહો પ્રાણનાથ મહારા પિતાજી પધાર્યા.

**ચૈતન્ય**—( સામા જઇ) પધારો, પધારો મહારાજા પધારો ! આજે અણચિન્તવી કૃપા કરી મને આભારી કર્યો છે. ( પ્રણામ કરે છે. )

**કમળા**—પિતાજી હું આપને પ્રણામ કરૂ છું;

**દક્ષ**—પુત્રી અખંડ સૌભાગ્યવંતી રહો. ( ચૈતન્યને ) વિરકુમાર, હું તમને અત્યારે એક વધામણી આપવા આવ્યો છું. અને એ વધામણીની સાથે યુદ્ધના આરંભનું પણ આમંત્રણ છે.

**ચૈતન્ય**—મહારાજા, આપણે બ્રાહ્મણ ક્ષત્રી ને ખરી વધામણી તો યુદ્ધનો આરંભજ છે. આપ અમારા હિત્ત ચિન્તક છો. આપની પધરામણી એજ અમારે વધામણી રૂપ છે.

**દક્ષરાજ**—ચૈતન્ય ચંદ્ર, તમે કૃષિ પુત્ર નથી, પણ મહારાજા જ્ઞાનચંદ્રના રાજકુંવર છો. તમારા પિતાશ્રીને પ્રપંચથી મરાવી પાપી કંદર્પસેને પાંચાળ દેશનું રાજ્ય લઇ લીધું છે. આ સાંભળી મને હર્ષની સાથે ક્રોધ ઉત્પન્ન થયો છે. હું મહારા સૈન્યને તૈયાર કરી અહીં આવ્યો છું, માટે આપ મહારી સાથે ચાલો અને કંદર્પસેનને તેના કૃત્યનો બદલો આપી તમે તમારૂ સર્વ રાજ્ય સ્વાધિન કરો

**ચૈતન્ય**—હા ચાલો હું તૈયાર છું. જ્યાંસુધી પિતાનુ રણ મહારે

માથે છે. ત્યાં સુધી હું ચૈતન્ય નથી પણ જડ છું આ મ્હારી તરવારને, હું જ્યારે શત્રુના રૂધિરનું પાન કરાવી તૃપ્ત કરીશ ત્યારેજ હું પ્રાણવાળો ગણાઈશ. (એટલામાં અંધ કંદર્પસેનને દોરી વિચારચંદ્ર પ્રધાન આવે છે તેને જોઇ) અરે પેલો અંધ અહિં કોણ આવે છે ? તેની સાથે બીજો રાજવંશી જણાય છે તે કોણ છે ?

**પ્રધાન**--(પ્રણામ કરી) મહારાજા આ આપના કનિષ્ટ બંધુ કંદર્પસેન છે. તે તેમના અપરાધની ક્ષમા માગવા આપની પાસે આવે છે. હું તેમનો સેવક છું.

**ચૈતન્ય**—(ક્રોધથી,) અરે દુષ્ટ, ચાંડાળ, ઘાતકી, પાતકી, તું તારૂં કાળુ મુખ બતાવવાને શુ કરવા આવ્યો છું.

**કંદર્પ**—(હાથ જોડી નમ્રતાથી) મહારાજા હું તમારો યાચક છું, દાસ છું. હુ મ્હારા પાપનો પશ્ચાતાપ કરવા આવ્યો છું. મ્હારા અપરાધની ક્ષમા માગવા આવ્યો છું. મને તમારા શર્ણનું દાન આપી તમારા પવિત્ર ચર્ણની સેવા આપો.

**ચૈતન્ય**—અરે પાપી, તને અત્યારે યમને શર્ણ મોકલવો જોઇએ. તારી કરણી પ્રમાણે તો તારા રાઈ રાઇ જેટલા કટકા કરવા જોઇએ. જીવતો બાળવો જોઇએ, તિરંબાજી કરાવવી જોઇએ. તને શર્ણનું દાન નહી પણ મર્ણનું દાન મળવું જોઇએ, પરંતુ નમીને સામા આવનાર શત્રુ ઉપર ઘા ન કરવો એ શાસ્ત્રકારની આજ્ઞા છે માટે હું નિરૂપાય છું.

**કંદર્પ**—(ગદ્ગદીત કંઠે)પુજ્ય બંધુ, હું મહાપાપી છું, દુષ્ટ છું. ચાંડાળ છું. અત્યારે તમે મને જે શિક્ષા કરો તે થોડીજ છે. પણ મહારાજા મેં જ્યારથી મ્હારા પુજ્ય કાકાને પ્રપંચ કરી મારી નંખાવ્યા છે ત્યારથી હું મરી ચુકયો છું; જ્યારથી રાજ્યમહેલમાં અગ્નિ સળગાવી મ્હારી પુજ્ય માતુશ્રીને બાળી મુકાવ્યાં, ત્યારથી હું મરી ચુકયો છું; જ્યારથી મેં મોહાસુર મદાસુર જેવા અસુરોની મિત્રાચારી કરી ત્યારથી હું મરી ચુકયો છું; જ્યારથી મેં આ પુજ્ય સતિ કમળાદેવીનું હર્ણ કરાવ્યું ત્યારથી હું મરી ચુકયો છું; જ્યારથી મેં તેમના ઉપર કુદ્રષ્ટી કરી મધ્ય જામનીએ અહીં આવ્યો ત્યારથી હું મરી ચુકયો છું; અને જ્યારથી મને આ અંધાપો મળ્યો ત્યારથી હું પુરેપુરો મુઓ છું. હવે મુએલાને મારવો હોય તો આ દાસ આપના ચર્ણમાં માથુ મુકી હાજર થયો છે.

**ચૈતન્ય**—ચાંડાળ હુંએ જાણુંછું કે તું મુએલો છે, પણ હવે વિ-

શેષ શું કહેવાનું છે ?

**કંદર્પ**—જેષ્ટ બંધુ, હું મ્હારૂં તન મન અને ધન તમને નજરાણો કરવા આવ્યો છું. તે અંગીકાર કરો, અને તમે તમારૂં રાજ્ય તમારે સ્વાધિન કરી મને તમારા શર્ણે રાખો.

**દક્ષ**—વિરકુમાર, ચૈતન્યચંદ્ર એણે બગાડ્યું છે તો ઘણુંએ બગાડ્યું છે; પણ અત્યારે એ તમારે શર્ણે આવ્યો છે; માટે એના અપરાધ ક્ષમા કરો, એના ઉપર દયા ધરો, અને મનસાપુરીનું રાજ્ય તમારે સ્વાધિન કરી એને અભય આપો.

**ચૈતન્ય**—મહારાજા તમે મ્હારા વડિલ છો. આપની આજ્ઞા હું માથે ચઢાવું છું, અને એ કામ હું આપનેજ સોંપુ છું. આપ જોઈતું સૈન્ય લઇ મનસાપુરીમાં પધારો, રાજ્યનો બંદોબસ્ત કરો, અને રાજ્યાભિષેકનો દિવસ નક્કી કરી મને જે પ્રસંગે બોલાવશો તે પ્રસંગે હાજર થઇશ. મ્હારે ઇશ્વરોપાસનામાં થોડા દીવસ ખુટે છે તે પુરા કરવાના છે.

**દક્ષ**—બહુ સારૂ તે કાર્ય પુર્ણ કરો હું પોતે જાઉં છું. ( કંદર્પસેન તથા દક્ષરાજ વીગરે જાય છે ને આકાશમાંથી એકાએક દિવ્ય તેજનો પ્રકાશ થાય છે અને દેવતાઓ આવે છે. )

**કમળા**—મહારાજા, આ તેજનો અંબાર શો ?

**ચૈતન્ય**—(જોઇને) પ્રિયા, આપણા સદ્ભાગ્યે શ્રી વિષ્નુ સહિત દેવતાઓ આપણા આશ્રમમાં પધારે છે.

**કમળા**—વાહ વાહ. આજતો મંગળ દીવસ ! ચાલો આપણે તેમના દર્શન કરી કૃતાર્થ થઇએ ! ( આકાશમાંથી દેવતાઓ નીચે ઉતરે છે. )

**ચૈતન્ય તથા કમળા**--( હાથ જોડીને ) જય જય જગદીશ્વર, અનાથના નાથ, ભક્ત વત્સળ ભગવાન, તમે સર્વ દેવો સહિત અમારા ઉપર કૃપા કરી અમને અખંડાનંદ આપી કૃતાર્થ કર્યાં છે; પ્રભુ તમે સર્વશક્તિમાન, સર્વવ્યાપક અને સર્વજ્ઞ છો તમારાં દુર્લભ્ય દર્શન પામી અમે પવિત્ર થયા છીએ. પ્રભુ અમે તો અલ્પજ્ઞ પામર જીવ છીએ. તમારી સેવા પુજનમાં કાંઇ સમજતા નથી. નાથ અમે કઇ રીતે તમારો સત્કાર કરી શકીએ ? કલ્યાણકારી હરી અમારા ઉપર કૃપા કરો.

**વિષ્નુ**—( પ્રસન્ન વદને ) કલ્યાણ મસ્તુ ! ધન્ય છે પુત્ર ચૈતન્ય ચંદ્ર તથા પુત્રી કમળાદેવી ધન્ય છે તને. હું તમારા ધર્મ કર્મથી ભક્તિ નીતિથી અને દંપતિ પ્રેમથી પ્રસન્ન થઈ આ દેવો સહીત તમને મળવા

આવ્યો છું; તમારી ઇચ્છામાં આવે એ વરદાન માગી લ્યો.

**ચૈતન્ય-કમળા**–પ્રભુ અમને તમારી અખંડ ભક્તિ આપો, અમારા હૃદયકમળમાં નિરંતર નિવાસ કરો; અને અમને તમારા ચર્ણમાં રાખી આવાગમનનું સંકષ્ટ સંહાર કરો એજ અમારી યાચના છે.

**વિષ્નુ**–તથાસ્તુ ! પણ મહામુની અમે એક તમારી પાસે યાચવા આવ્યા છીએ તે આપવા કૃપા કરો.

**ચૈતન્ય**—પ્રભુ તમે સર્વથી સંપુર્ણ છો, સર્વ કાર્ય કરવાને સમર્થ છો; તથાપી જે નિમિત્તે આ દાસને કૃતાર્થ કરવાની ઇચ્છા હોય તે આજ્ઞા કરો; આ પંચ મહાભુતના સ્થુળ તમારાં છે ચૈતન્ય તમે છો!

**વિષ્નુ**—આ અવનીમાં એક લક્ષ્મી નામે સતી છે. તેને અણિ-માંડવ્ય રૂષિએ શાપ દીધો છે કે સૂર્યોદય થતાં તારો પતિ મૃત્યુ પામશે ! તે બાઇએ સૂર્ય ઉગે તો બાળી મુકવાની પ્રતિજ્ઞા લઇ પોતાના પતિના રક્ષણ માટે આદીતને ઉદય થતો અચકાવ્યો છે. તે લક્ષ્મી તમારી પત્નિ સતિ કમળા દેવીની કનિષ્ટ ભગની છે. તે તેને સમજાવી સૂર્યનો ઉદય કરે એ અમારી ઇચ્છા છે. સૂર્યોદય થતાં તેનો પતિ મૃત્યુ પામશે તો અમે તેને સંજીવન કરીશું.

**ચૈતન્ય**—( પ્રણામ કરીને ) પ્રભુ તે કાર્ય કરવાને માટે આ સે-વક તૈયાર છે.

**બધાદેવો**—( હર્ષયુકત ) ધન્ય છે ધન્ય છે મહામુની ધન્ય છે તમને.

**ચૈતન્ય**—( કમળાને ) સતિ, તમારા પતિવ્રતના પ્રભાવે જેમના દ-ર્શન સ્વપ્નમાં પણ દુર્લભ્ય છે, તે દેવ આપણે ઘેર પધાર્યા છે. તેમની સેવા કરવાનો પ્રસંગ આજે આપણને સદ્‌ભાગ્યે મળ્યો છે માટે દેવનું કાર્ય કરવા તત્પર થાઓ.

**કમળા**—( પ્રણામ કરીને ) જેવી આપની આજ્ઞા.

**બધાદેવો**—( હર્ષયુકત ) ધન્ય છે ધન્ય છે, સતિકમળાદેવી, ધન્ય છે તમને.

ઇંદ્ર—પધારો પવિત્ર દંપત્તિ આ વૈમાનમાં બેસી જાઓ.

( જાય છે. ) ( પડદો ઉપડે છે. )

## પ્રવેશ ૫ મો.

**સ્થળ**—લક્ષ્મીદેવીનો આશ્રમ.

**પાત્રો**—લક્ષ્મિ, મંદમતિ, કમળા, ચૈતન્ય, વિષ્નુ, બ્રહ્મા, શંકર, ઇંદ્રાદિકદેવો; વિરભાન્ડક, નિષ્કુળ, દક્ષ, સાવ્યત્રી, કંદર્પસેન, કાન્તા, દરબારીયો, દ્વારપાળ વિગેરે.

(મંદમતિ મંચકમાં સુતો છે, લક્ષ્મિ જમણા હાથમાં જળ લઇ ઇશ્વરની સ્તુતિ કરે છે, અને ડાબે હાથે વા ઢોળે છે.)

**લક્ષ્મી**— **ગાયન**

સુખ સાગર સત્યના સ્નેહીરે, રે, રે, હો, અવિનાશી વ્હારે આવજોરે,
મ્હારે પ્રભુ મોટો તમારો આધાર—— સુખસાગર૦ ટેક
અજરામર અલખ અનંતા, હે દેવ દયાધન દાતા,
જયકારી જકત નિયંતા, પ્રભુ ધર્મ ધોરિંધર ધાતા,
અબળા શું વિનતી ઉચારૂં, હરિ ઘટઘટના છો જ્ઞાતા—સુખસાગર.
આ અર્ક ઉદય જો થાશે તો પ્રાણજિવન મુજ મરશે,
આ કિંકરી તેની સાથે, દેહ દમન કરી સંચરશે;
પણ કેશવ કોણ તમારો, વિશ્વાસ પછીથી કરશે—સુખસાગર૦
પાંચાળીનાં પ્રભુ પુર્યાં પટકુળ નવસો નવાણું,
કૌશિક મુનિ વિલો પડીયો, તારાને ત્રુઠયા જાણું;
નળ પત્નિ દુઃખ નિવાર્યું, વિશ્વાસે કો ન વ્હાણું—સુખસાગર૦
મુજને તમારો સાચો ભરૂસો હૈયે છે ધારણ ધીર,
વ્હેતી ન મુકશો વિશ્વપતિહે, વિપત સમાના વીર.
વિપત સમાના વિર વિચારો, ટાંક નથી મુજ વાંક.
કાંક દયા દિલમાંહ ધરો આ, રામા હું એકલી રાંક
સુણો પ્રભુ સર્વ વિલાપો, સંકટ કાપો, આપો અત્યારે સહાય. સુખ

(કમળા એકલી વૈમાનમાંથી ઉતરે છે.)

**કમળા**—હે દેવતાઓ તમે સૌ આ સ્થળે અદ્રસ્ય રહો; હું એકલી મ્હારી બહેનની પાસે જાઉછું.

**ઇંદ્ર**—બહુ સારૂ, પધારો, અમને જે પ્રસંગે સ્મર્ણ કરશો તે પ્રસંગે

પ્રગટ થઇશું. ( કમળા જાય છે ને લક્ષ્મી ધ્યાનમાં તદલીન થઇ છે તેના સામી ઉભી રહે છે. )

**લક્ષ્મી**—( ધ્યાનમાં ) હે ત્રિભુવનપતિ, મ્હારી લાજ તમારા હાથમાં છે. મ્હારી જેષ્ઠ ભગિની જે મને સહાય કરે તેવી સમર્થ છે તે પણ દૂર રહી. અત્યારે આ અરણ્યમાં તારા વિના મ્હારૂ કોઇ બેલી નથી. પ્રભુ મ્હારા પતિનું રક્ષણ કરજો.

**કમળા**—( છાની રહીને )લક્ષ્મી, બ્હેન લક્ષ્મી શું કરે છે ?

**લક્ષ્મી**—( બેબાકળી ધ્યાનમાં ) કોણ કોણ ? મ્હારી વ્હાલી કમળા ? ( સ્વગત ) એ તો મને ભણકારા વાગે છે. કમળા ક્યાંથી હોય ? એવાં ક્યાંથી સદ્‌ભાગ્ય કે તે આવી ચઢે. ( આમ તેમ જુએ છે )

**કમળા**—હા બ્હેન હા લક્ષ્મિ, હું કમળા છું. તારી સમક્ષ ઉભી છું.

**લક્ષ્મી**—( જાગૃત થઇને જોતાં ) ઓહો બ્હેન કમળા, તું અહીં ક્યારની ઉભી છું ? ક્ષમા કરજે મેં તને દીઠી નહોતી. ( હાથમાં જળ સાચવતાં ભેટે છે )

**કમળા**—બ્હેન લક્ષ્મિ, આ જળ હાથમાં શા માટે ઝાલી રાખ્યું છે ? શું કાંઇ સંકલ્પ કરવાનો છે ?

**લક્ષ્મી**—( ગદ્‌ગદીત થઇ ) બ્હેન તું ત્રિકાળ જ્ઞાની છું. તારાથી શું અજાણ્યું છે ? તું તારા જ્ઞાન ચક્ષુથી વિચારી જો.

**કમળા**—બ્હેન તે મેં જાણી લીધું પણ તારા પ્રાણનાથ અત્યાર સુધી ખુશીમાં છે કની ? તે કેમ જણાતા નથી ?

**લક્ષ્મી**—( આંખમાં આંસુ આણી ) તે વ્યાધિથી પિડિત છે, ને હાલ નિંદ્રાવશ થએલા છે; પણ મને અણિમાંડવ્યઋષિનો શાપ થયો છે કે જ્યારે સૂર્યનો ઉદય થશે ત્યારે તારો પતિ મૃત્યુ પામશે ! માટે હું મ્હારા પતિના રક્ષણને સારૂં આ જળ હાથમાં લઇ બેઠી છું, અત્યાર સુધી તો સૂર્યને ઉદય થવા દીધો નથી, ને હવે પછી તો ઇશ્વરે જે ધાર્યું હશે તે થશે, પણ જ્યાંસુધી આ દેહમાં પ્રાણ હશે, ત્યાંસુધી હું મ્હારા પતિને યમને હાથ નહીં સોંપુ !!

**કમળા**—બ્હેન તારો ટેક ઇશ્વર રાખશે. ચિન્તા ન કરીશ.

**લક્ષ્મી**—ચિન્તા કાંઇ નથી. નામ માત્રનો નાશ થવાનો છે. મ્હારા સ્વામી મર્ણ પામે ને હું તેમની સાથે આ દેહ પતન કરી ચાલી જાઉં એથી કાંઇ અડચણ નથી ; પણ આ સેવાનો લાભ મને ફરી ફરીને સ્વર્ગમાં

પણ નહી મળે તેટલા માટે આ ઉપાય મેં આદર્યો છે.

**કમળા**-ધન્યછે ધન્યછે, લક્ષ્મિ ધન્યછે તને ! ધન્યછે તારા પતિવ્રત ધર્મને ! ધન્ય છે તારા કલ્યાણકારી કર્મને ! અને ધન્ય છે તારા ટેકને ! બહેન તું સર્વ સતિયોનું સત્વ છે, આપણે એક ઉદરથી પ્રગટ થયા છીએ, તે તેં આજ પ્રમાણ કર્યું છે. તેં તારો નારી ધર્મ એક નિષ્ટાથી પાળ્યો છે. સ્વપ્નમાં પણ સત્યને ચુકી નથી; માટે તારી આશા અવિનાશી પૂર્ણ કરશે. પવિત્ર લક્ષ્મિ તેં તારી ઇકોતેર પેઢીને તારી દીધી છે. હવે ખેદ કરીશ નહીં. ભેદનો જાણનાર ભગવાન તારા સૌભાગ્યનું રક્ષણ કરશે. તારો ધર્મ તારી વ્હારે ધાશે. તારૂં સત્ય તને સુખશાન્તિ આપશે. તારી સુનીતિ તારૂ વિઘ્ન વિનાશ કરશે, માટે મ્હારી વ્હાલી બેન તું તારી પ્રતિજ્ઞામાં નિશ્ચળ રહેજે.

( એટલામાં પાણીનો ભરેલો ઘડો કમળાનો પગ અડકવાથી ઢળી જાય છે. )

**લક્ષ્મિ**—(સખેદ) અરરરર. બહેન આતો મોટો સંતાપ થયો. જળ ઢળી ગયું. મહારા પ્રાણનાથ કઈ વેળાના સુતા છે, તે જાગૃત થશે ને જળ માગશે ત્યારે શું આપીશું ? ઘરમાં બીજું જળ નથી માટે જા તું ઉતાવળી ઉતાવળી ભરી લાવ્ય.

**કમળા**—બહેન, આ અજાણ્યા વનમાં તળાવ કે કુવો કયાં હશે તે હું જાણુતી નથી.

**લક્ષ્મિ**—હાય ત્યારે શ્યો ઉપાય કરીશું ? હમણાં હું ભરી આવું પણ આ મહારા હાથમાં પ્રતિજ્ઞા લીધેલું છે જળ છે, તેનું શું કરૂં ? જો મુકીને જાઉં તો સૂર્ય નારાયણ ઉદય પામે ને મહારૂ કાંત્યુ પિંજ્યુ કપાસ થઇ જાય ?

**કમળા**—લક્ષ્મિ તું તેની ચિન્તા કરીશ નહીં, એ જળ મહારા હાથમાં આપ્ય. હું પણ પ્રભુની કૃપાથી એટલું કામ કરી શકીશ. જ્યાં સુધી જળ ભરીને તું પાછી આવીશ ત્યાં સુધી હું તારા પતિનું રક્ષણ બરોબર કરીશ.

**લક્ષ્મિ**—એતો મને તારો વિશ્વાસ છે, પણ જોજે હો, ભુલ થાપ ખાતી નહી. લે આ જળ. (કમળાના હાથમાં જળ આપે છે) હું જાઉં છું.

**કમળા**—બહેન નિશ્ચિંત રહેજે. વ્હેલી આવજે. પણ જો સાંભળ્ય. રસ્તામાં કદી તું સૂર્ય નારાયણને ઉદય થએલો જુએ, તો પણ તું તારા પતિને મર્ણ પામેલો નજરે જોયા શિવાય શાપ આપીશ નહીં.

**લક્ષ્મ**—બહુ સારૂ નહી આપું (હાથમાં ઘડો લઇ જાય છે.)

**કમળા**—હે ભગવાન મુનિનો શાપ સફળ હજો, અનેસતિનું સૌભાગ્ય અક્ષય રહેજો. હું પતિ આજ્ઞાનુંસાર દેવતાઓના હિતને અર્થે આ જળ મુકી દઉં છુ તેથી સૂર્યનો ઉદય થજો. (જળ હેઠું મેલે છે. સૂર્યનો ઉદય થાય છે. ને મંદમતિ મૃત્યુ પામે છે તે જોઇ) હે ભગવાન હવે સત્વર પધારી મહારા બનેવીને સંજીવન કરો. જો વાર થશે ને લક્ષ્મિ આવી ચઢશે તો કાળો કેર વર્તાવશે. (વિષ્ણુ, બ્રહ્મા અને શંકર આવે છે, મંદમતીને સંજીવન કરે છે, ને પછી અદ્રશ્ય થાય છે. લક્ષ્મિ ઘડો ભરીને ઉતાવળી આવે છે ને મંચક જુએ છે તે ખાલી દેખે છે, તેથી બેશુદ્ધ થઇ આક્રંદ કરે છે.

**લક્ષ્મિ**—પ્રાણનાથ તમે કયાં જતા રહ્યા? કેમ દેખાતા નથી? અરે આ મંચક ખાલી કયાંથી? કયાં શોધુ? કયાં જાંઉ? શું કરૂં? [બેશુદ્ધિમાં આમ તેમ ફરે છે ને રૂદન કરે છે.]

**કમળા**—બહેન, બહેન લક્ષ્મી આમ ઘેલાં શું કાઢે છે ! શા માટે રૂદન કરે છે. આ તારા સ્વામીનાથ ઉભા. (હાથની આંગળી કરી દેખાડે છે.)

**લક્ષ્મિ**—ન હોય, ન હોય એ મહારા સ્વામીનાથ ન હોય. એ તો કોઇ કાન્તિવાળો કપટી પુરૂષ છે. કમળા તેં મને દગો દીધો, છળ કર્યું, આજ તારામાં કળિયુગ આવ્યો, તેં મને ભોળવીને બહાર કાઢી, હું તારે ભરૂંસે લેવાણી. કયાં ગયા મારા પતિ? કયાં ગયા મહારા નાથ? અરે મહારા હૈયાના હાર તમે કયાં છુપાઇ રહ્યા છો? અરે મહારા નેત્રમણી, જીવનહાર તમે કેમ બોલતા નથી? કમળા, કપટી, કમળા તેં મહારા હાથ હેઠા પાડયા ! ગર્વિષ્ટ મુનિને ફુલાવાનો પ્રસંગ આપ્યો. શું કરૂ તને ! અરેરે પ્રાણાધાર એકવાર દર્શન આપો. પ્રાણપતિ તમે કયાં ગયા?

### ગાયન.

મારા પ્રાણ પધાર્યા કી વાટેરે, મણી મનના,
દિન દાસી તજી શા માટેરે, મણી મનના.—મારા૦
ઘરની બળી વનમાં ગઇ, વનમાં ઉઠી આગ;
આરો ઉગર્યાનો નહીં, મને ધરતી ન આપે માગરે.—મણી.
વ્હાલો વૈરી થઇ વળ્યો, વનમાં મહેલી વ્હેતી;
એકે દિશા સુઝે નહીં, નથી ધીરજ ધારી રહેતીરે.—મણી.

**આશા ભંગ કરી ગયા, દરીએ ડુબ્યું વહાણુ,**
સહન થશે કેમ સાહ્યબા, હું તો વસમા વિયોગનાં બાણુંરે —મણી.
એક વિના આ વનની રાની, જીવવિના જેમ દેહ;
નાથ નમેરા શું થયા નવ વિચાર્યો નારીનો નેહરે—મણી.

કમળા, કમળા, તેં તારે કરવું હતું તે કર્યું પણ હવે મને મ્હારા સ્વામીનું શબ લાવી આપ્ય હું સહગમન કરી સાથે જાઉં.

**કમળા**—(સ્વગત) અરે ભગવાન એને શુદ્ધિ આપો. જો એ તેની બેશુદ્ધિમાં શાપ આપી દેશે તો મોટી મુશ્કેલી પડશે. ભોગ મળશે. (પ્રગટ) બહેન, બહેન, શાન્ત થા. આ મિથ્યા પરિતાપ શું કરવા કરે છે ? આજે તારા ભાગ્યનો ભાનુ ઉદય થયો છે. આજે તારા સુખનો સાગર હોળે ચઢયો છે. બહેન તારા પતિ મૃત્યુ પામ્યા હતા. તેને શ્રીવિષ્ણુ ભગવાને સંજીવન કર્યા છે. જો આ તારી સમક્ષ ઉભા છે. તેજ તારા કંદર્પરૂપ પતિ છે. ઇશ્વરે તારા ઉપર પ્રસન્ન થઇને તને અખંડ સૌભાગ્ય આપ્યું છે. તારા પતિને તું વધાવી લે.

લક્ષ્મી—[ બે બાકળી બનીને ] કમળા, કમળા તારી વાણીમાં વિષ છે. પણ યાદ રાખજે કે પાણીનો તૃષ્યાતુર દુધથી કદી રીઝવાનો નથી. અન્નનો ક્ષુધાતુર મોતીના કણુ શું કરશે ? એની કાયામાં દગો છે, પ્રપંચ છે, ભેદછે, મ્હારૂ પતિવ્રત ખંડનકરાવી સૂર્યને ઉદય કરવાનો સંકેત છે, મ્હારા પતિ તો અંગે અશકત હતા, રોગી હતા, અને આતો સશકત ભોગી છે. મ્હારે એનું કામ નથી. હું જાણું છું કે દેવનાઓ મોટા ઘાતી છે. એમને પ્રપંચ કરવાની ટેવ છે. તેમાં કેટલેક ઠેકાણે તે ફાવી ગયા છે, પણ હું પેલી શલ્યા થઇને પડનારી **અહલ્યા** નથી. હું પેલી વિષ્નુથી ઠગાનારી **વૃંદા** નથી. હું પેલી વિભિષણને કબુલ કરનારી રાવણની રાણી **મંદોદરી** નથી. હું સુગ્રીવ સાથે પુનર્લગ્ન કરનારી વાલીની સ્ત્રિ **તારા** નથી. હું તે હું જ છું. દેવો એવા ખાડ ખાબોચીયાં તરીને વિજય માનતા હશે, પણ દરિયા તરવા દુસ્તર છે. બોલ બોલ કમળા સત્ય બોલ. આ કોણ છે ? સત્વર કહે નહીં તો હું તને શાપ આપીશ. તેને બાળી નાંખીશ.

**કમળા**—બ્હેન એજ તારા પતિ છે.

**લક્ષ્મી**—અરે અધમ હજુ અસત્ય ?

**કમળા**—બ્હેન અસત્ય નથી પણ સત્ય છે. જો આ વાત સત્ય હશે તો મ્હારી સાંક્ષી ઇશ્વર પુરશે.

[ તરતજ બ્રહ્મા, વિશ્નુ, શિવ વીગેરે દેવો પ્રગટ થાય છે. ]

**વિષ્નુ**—હા, હા, સતિ લક્ષ્મી, કમળાદેવીની વાણી સત્ય છે.

**શંકર**—પુત્રી લક્ષ્મી એમાં કાંઇ પ્રપંચ નથી.

**બ્રહ્મા**—સતી લક્ષ્મી એમાં સંશય રાખવાનું કાંઇ કારણ નથી. એજ તમારો પતિ મંદમતિ છે, પણ અમે ત્રણે દેવે મળી તેને સંજીવન કર્યો છે, તેની બુદ્ધિ નિર્મળ કરી છે, તેની દેહ નીરોગી કરી છે, અને તમારા પતિવ્રતના પ્રભાવથી પ્રસન્ન થઇ મ્હારી પુત્રી સરસ્વતિ એની રસનાએ વશી છે.

**મંદમતિ**—કલ્યાણી હુંજ તારો ગણિકાગામી પતિ છું! હુંજ તારી પાસે મદીરા માગનારો મંદમતિ છું! અને હુંજ તને અતિશય દુઃખ દેનારો તારો આભારી ભર્થાર છું!

**લક્ષ્મી**—( પ્રસન્ન થઇને ) હેં હેં કોણ મહારા પ્રાણાધાર?

**મંદમતિ**—હા હા વ્હાલી હું તારો આભારી મંદમતી! ( બન્ને ભેટે છે પુષ્પવૃષ્ટી થાય છે. )

**વિષ્નુ**—સતી લક્ષ્મી દેવી, ધન્ય છે તારા પતિવ્રત ધર્મને! પુત્રીઓ સૂર્યને ઉદય થતો અચકાવનાર અને દેવાંગનાઓના દર્પને તોડનાર આખા ભૂમંડળમાં તમે બેજ બહેનો છો. હું તમને જોઇને ઘણો પ્રસન્ન થયો છું! સતી આજથી હું તારા પતિનું નામ **સુમતિચંદ્ર** પાડું છું, તેને મેં વિદ્વાન સદ્‌ગુણી અને જ્ઞાતા બનાવ્યો છે.

**શંકર**—સતી, તમે નરનારી આ લોકમાં ઇચ્છિત સુખ ભોગવો એ મહારી આશિષ છે.

**લક્ષ્મી—સુમતી**—( પ્રણામ કરીને ) મહા પ્રભુ તમારાં દર્શનથી અમારાં સર્વ પાપ પ્રક્ષય થઇ ગયાં છે. આજે અમારા ભાગ્યનો ભાનું ઉદય થયો છે! સુખના સમુદ્ર રેલ્યા છે! આનંદના ઉદધિ ઉછળ્યા છે! પ્રભુ તમે અમને આજ કૃતાર્થ કર્યાં છે. પ્રભુ આજે જે તમે કૃપા કરી છે તે અમારી યોગ્યતા નથી! પણ આપની પ્રભુતા છે! અમને તમારે શર્ણે રાખો.

**વિષ્નુ**—સતિ, કમળાદેવી અને ચૈતન્યચંદ્ર તમે મહારા, પરમ ભક્ત છો! હું તમારે આધિન છું! પુત્રી કમળા તું રૂપિપતિ નથી, પણ પાંચાળ દેશની મહારાણી છું! અને આ તારા પતિ ચૈતન્યચંદ્ર પાંચાળ દેશના મહારાજા છે.! તમો બંને જણે તપ ધર્મથી જેવો મને પ્રસન્ન કર્યો છે તેવો રાજ્યારૂઢ થઇ સત્ય, દયા, અને ન્યાયથી રાજનીતિ ચલાવી ત-

મારી પ્રજાનો આશિર્વાદ મેળવી મને સંતોષ આપો એ મહારી ઇચ્છા છે! તમો દંપતિ આલોકમાં દિર્ઘાયુષ્ય ભોગવી ઇચ્છા થાય ત્યારે વૈકુંઠની શોભામાં વૃદ્ધિ કરજો! ( એટલામાં નારદજી વિરભાન્ડક તથા નિષ્કુળને લઇ આવે છે. )

**વિરભાન્ડક નિષ્કુળ**—( હાથ જોડીને ) જય જય જગદીશ્વર અમે તમને પ્રણામ કરીએ છીએ. [પગે લાગે છે]

**વિષ્નુ**—પુત્રો હું તમને જોઇને પ્રસન્ન થયો છું. તમારી પિતૃ ભકિતએ અને તમારી નિતી રીતીએ મહારૂ મન હરણ કરી લીધું છે.

**વિરભાન્ડક**—મહાપ્રભુ તમે અધમોદ્ધારક છો. પતિત પાવન છો. તૃણનો મેરૂ કરવાને સમર્થ છો.

**નિષ્કુળ**—પ્રભુ તમે જે અમને પ્રસન્ન થયા છો, તે માત્ર આપની પ્રભુતા છે. તમારી કૃપાને પાત્ર થવાને અમારી કિંચિત યોગ્યતા નથી.

**વિષ્નુ**—પુત્રો, મહારે મનથી કોઇ ઉંચ નથી, કોઇ નિચ નથી, મને તો જે ભકિત કરે છે તેજ ભાવે છે. મને જે સદાચાર, સદ્ધર્મ અને સુનીતિથી વર્તે છે, તેજ વહાલાં લાગે છે. જે મનુષ્યો દાંભિક, અભિમાની, અસત્યવાદી, તસ્કર, વ્યભિચારી અને પરદ્રોહી છે, તેમનાથી હું નિરંતર દુર રહુ છું! હું સત્યનો જ સાથી છું! ( એટલામાં દક્ષરાજ આવે છે. )

**દક્ષરાજ**—( હાથ જોડી ) જય જય સર્વેશ્વર સત્‌ચિદાનન્દ પ્રભુ હું તમારે શરણે છું! હે ભક્તવત્સલ ભગવાન આજે હું આપના દર્શન પામી કૃતાર્થ થયો છું!

**વિષ્નુ**—કલ્યાણમસ્તુ! દક્ષરાજ તમે મહારા પરમ ભકત છો, અને મહારૂ ભુષણ છો.

**દક્ષરાજ**—મહાપ્રભુ, ચૈતન્યચંદ્રને રાજ્યાભિશેક આપને હસ્તે થાય. એવી મારી પ્રાર્થના છે.

**વિષ્નુ**—હા, એ યોગ્ય છે. મહારા ભકતને હુ મ્હારે હસ્તેજ રાજ્યારૂઢ કરીશ. ચાલો. ( કહી પર્ણ કુટી બદલીને દીવ્ય દરબાર બનાવેછે. )

**કંદર્પસેન**—( નમન કરીને ) જય જય માતુશ્રી કમળાદેવી, અને સતિ લક્ષ્મી દેવી, તથા મહારા પુજ્ય બંધુ મહારાજા ચૈતન્યચંદ્ર, અને દેવતાઓ! હું તમને પ્રણામ કરૂં છું, પ્રભુ તમને મહારી આંખેથી જોવાનો અધિકાર મેં મહાન પાપ કર્મથી ગુમાવ્યો છે, પણ પ્રણામ કરી સંતોષ માનું છું.

**કાન્તા**—[નમન કરી] માતુશ્રી, મહારાણી, છોરૂ કછોરૂ થાય, તોપણ માવીતર કમાવીતર થતાં નથી. તમે દયાળુ, છો, દેવી ચંદનના કાષ્ટને અગ્નીમાં બાળીએ તોએ સુગંધી આપ્યે જાય છે. ઘઉંની કણેકને ગદડી ગદડીને કઢામાં તળીએ તોએ ખાવે પુષ્ટી આપે છે, તેમ તમે પણ અમારાં માવિતર છો.

**લક્ષ્મી**—મોટી બહેન, આ રાજ્યાભિષેકના મંગળ પ્રસંગે સર્વત્ર આનંદ પ્રસરી રહ્યો છે. આ મહોત્સવમાં તમે સતિ કાન્તાના ઉપર કૃપા કરો, અને એના પતિને શાપથી મુક્ત કરી આનંદ આપો એ યોગ્ય છે.

**કમળા**—બહેન લક્ષ્મી અને સતિ કાન્તા, તમારા કહેવાથી હું કંદર્પસેનના અપરાધ ક્ષમા કરૂં છું. (કંદર્પસેનને) કંદર્પસેન તમે મહારા દીયર છો, વીર છો, આ દેવતાઓની ચર્ણરજના પ્રતાપે તમારા પાપ પ્રલય થઇ ગયાં છે, અને તમારા પશ્ચાતાપે તમને નિર્માની કર્યા છે, તેથી હવે તમે જેવા હતા તેવા દિવ્ય ચક્ષુવાળા થાઓ એ મહારી આશિષ્ય છે.

( કંદર્પસેન દેખતો થાય છે. )

**કંદર્પસેન**—( હાથ જોડી ) જય જય જગતંબે ! હું તમને પ્રણામ કરૂં છુ. તમે મને અત્યારે ચર્મચક્ષુની સાથે જ્ઞાન ચક્ષુ આપી દેખતો કર્યો છે; તેથી હું તમારો ઉપકાર માનુ છું. હવે હું માત્ર તમારા ચરણની સેવા કરી કૃતાર્થ થવાને ઈચ્છું છું.

**વિષ્નુ**—મહારાજા ચૈતન્યચંદ્ર તથા પુત્રી કમળાદેવી, તમે આ રત્ન જડિત્ર સિંહાસનપર બિરાજો. હું તમને આ મહોત્સવને પ્રસંગે આ મણીમય મુકુટ મહારે હાથે પહેરાવી ખુશી થાઉં છુ. તમ તમારી પ્રજાનું પાલણ પોષણ કરવાને સમર્થ થાઓ ! સત્ય, દયા, અને ન્યાયથી ભરેલી રાજ્યનીતિ ચલાવી વિજય મેળવો, દિર્ઘાયુષ્યજીની નિષ્કંટક રાજ્ય ભોગવો ! એ મહારી આશિષ છે. ( પ્રજા વર્ગને ) પ્રજા જનો તમે તમારા મહારાજાને વધાવી લ્યો, અને તમારા ધર્મથી તેમને સંતોષ આપો !

( બન્નેને પુષ્પના હાર પહેરાવે છે, દેવતા લોકો પુષ્પની વૃષ્ટી કરે છે. દેવનાં દુદંભી વાગે છે, નજરાણા થાય છે અને જય જયકારના ઘોષ થાય છે.)

**સર્વ પાત્રો.**— **ગાયન.**

**રોળાવૃત.**

**ઉદય ઉદય રે ઉદય, આર્યનો ઉદય ઉદય છે,**

વિજય વિજય રે વિજય, સત્યનો સદા વિજય છે;
પ્રેમાધિન પરમેશ, ભક્ત વત્સલ ભયહારી,
હરે આર્યના કલેશ, અમંગલ વિઘ્ન વિદારી. ૧
કમળા લક્ષ્મિ કળા, સોળ સંપુરણ ખીલી,
શિયળ ધર્મની સુખદ, વાટિકા વિકસી લીલી;
સુમદ કર્યો સંસાર, સ્વર્ગ સુખ સ્વાધિન કીધું,
દુનિયાંને દ્રષ્ટાંત, દુખ વેઠીને દીધું. ૨
ધન્ય તેના ભર્તાર, ધન્ય એ પવિત્ર ધરણી,
ધન્ય માતાને પિતા, ધન્ય છે તેની કરણી;
સુધરો એ દ્રષ્ટાંત લઇ સઘળાં નરનારી,
ઉત્તમ સાધન એજ મહાસુખ મુકિતકારી. ૩



# જાહેર ખબર.

### કવિ મહાસુખરામ નરભેરામ કૃત પુસ્તકો.

| નામ. | આવૃત્તિ. | | | કિંમત. |
|---|---|---|---|---|
| ૧ આર્યોદયની ઉત્કંઠા. | આવૃત્તિ ૧ લી | ... | ... | રૂ. ૦-૬-૦ |
| ૨ મહાસુખ કૃત પદમાળા. | ,, | ... | ... | રૂ. ૦-૬-૦ |
| ૩ દીપોત્સવીનો ગર્વ. | ,, | ... | ... | રૂ. ૦-૦-૯ |
| ૪ શિવા સ્વયંવર. | ,, | ... | ... | રૂ. ૦-૮-૦ |
| ૫ ચાંદાયની માંદાયની આખ્યાન. | ,, | ... | ... | રૂ. ૦-૮-૦ |
| ૬ શોકયોની લડાઈ. | આવૃત્તિ ૨ જી | ... | ... | રૂ. ૦-૨-૦ |
| ૭ સુબોધ. | આવૃત્તિ ૧ લી | ... | ... | રૂ. ૦-૮-૯ |
| ૮ મહાસુખકર કવિતા. | ,, | ... | ... | રૂ. ૦-૦-૯ |
| ૯ વરસાદ વિનાનાં વિતકડાં | ,, | ... | ... | રૂ. ૦-૦-૩ |
| ૧૦ ખેડી સમાજ. | ,, | ... | ... | છપાશે. |
| ૧૧ કમળા લક્ષ્મી નાટક. | આવૃત્તિ ૧ લી | ... | ... | રૂ. ૧-૦-૦ |
| ૧૨ પુરણસિંહ નાટક. | ,, | ... | ... | છપાશે. |
| ૧૩ ચંદ્રલેખા નાટક. | ,, | છપાય છે | | રૂ. ૧-૦-૦ |
| ૧૪ મહાસુખ કાવ્ય. | ,, | ... | ... | છપાશે. |

લી,

**કવિ મહાસુખરામ નરભેરામ.**

**અમદાવાદ.** { રાયપર, પખાલીની પોળ.
બગડાવાડ.